છપાય છે.

# શયતાની લીલા. (સચિત્ર)



છુપી પોલીસની સચિત્ર વાર્તા પહેલેથી છેલ્લે સુધી ખેંચાણકારક પ્લોટ

એક વાર શરૂ કર્યા પછી મૂકવી નહી ગમે

આજેજ નવ આનાની ટીકીટ બીડી મગાવી લ્યો

"શ્રી નવજીવન પુસ્તકાલ , ૨૨૨ રાડ-સુરત.

પ્રકાશક-હરિલાલ જીવણલાલ ઠક્કર. પ્રયોજક-"પુષ્પ."

— ૐ —

શ્રી સરસ્વત્યૈ નમઃ

# ઝેરની પ્યાલી.

—, યાને .—

## "સમાજ ત્હારે ખાતર !"

(ભાગ બીજો)

(હિન્દુસમાજનું એક હૃદયસ્પર્શી દિગ્દર્શન.)

યોજક — "પુષ્પ."

ચિત્રકાર — "મનસુખ" પી. શાહ, ...

૨૭૭-વાડીફળીઆ-સુરત.

પ્રકાશક-હરીલાલ છગનલાલ ઠક્કર

'શ્રી નવજીવન' પ્રકાશનાલય. ટાવર રોડ-સુરત.



પ્રથમાવૃત્તિ ૪ સ ૧૯૨૫ પ્રત ...૦૦

મૂલ્ય:-રૂ ૦-૧૨-૦

## :વિષયાનુક્રમ :—





મુદ્રણાલય —શ્રી "શંકર" પ્રીન્ટીંગ પ્રેસ.
મુદ્રક —નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
મુદ્રણસ્થાન —ચૌટાના પુલ ઉપર, ટાકી પાસે-સુરત
પ્રકાશક —હરીલાલ જીવણલાલ ઠક્કર.
"શ્રી નવજીવન" પુસ્તકાલય. ટાવર રોડ, સુરત.

શ્રી

# સમર્પણ.

— જે જે —

કવિ, લેખક, કિંવા સાક્ષર!

પોતાની લેખીનીને, દિન દિન ઝાખી થતી હિન્દુ-સમાજ-દીપકની રોશનીને, નવજીવનના તેલ પૂરી, સજીવન રાખવા, ગુર્જર-ગિરાની-માતૃભાષાની શાહીમા બોળી, જન્મભર ઝૂઝે છે, — તથા —

.... જે જે ....

હિન્દુ સંસારના અનર્થકારી પ્રાસ, અને એને લઈ થતા હૃદય-વિદારક અકાળ આપઘાતો, કલંકીત પાપો, અને દયાજનક બળિદાનો! હિન્દુ-સમાજની આગળ ખુલ્લા કરી, મીંચાયલી આંખ ઉઘાડે છે,

— તે તે —

હિન્દુસમાજના શુભેચ્છકોના કરકમળમાં આ મ્હારી "સમાજ! ત્હારે ખાતર" કૃતિ પ્રેમભીને હૃદયે! અને અશ્રુભીની આંખે "અર્પણ હો!"

સમર્પનાર —ગુર્જર-ગિરાનો ચરણરજ બાલક,

"પુષ્પ"

# "બે બોલ."

**સાંસારિક કૃતિ-પ્રિય પાઠક !**

જો ત્હને હૃદય હશે, તો જરૂર મ્હારી આ કરુણ-રસ-પ્રાધાન્ય કથા વાચી, તે સહાનુભૂતિ અને દયાથી પીગળશે ત્હારી આંખો એક ક્ષણને માટે તો અવશ્ય ભીની થશે, એ નિસશય

પ્રકાશક-બન્ધુની ઈચ્છાને સતુષ્ટ કરવા ખાતરજ આ દ્વિતીય-ખડ મ્હારે ટુકાણમા આટોપી લેવો પડયો છે કારણ ? ગુર્જર-સાહિત્યને આજ ઉ-તેજન મોળુ છે એ રસને પીનારા નહી જેવા છે જે છે, તે ધીમાનોની ઉપર શ્રીદેવીની અવકૃપા છે

નાદાન-યુવાન વયમા બાળવિધવા થનાર વિમળા ! પોતાના મન ઉપર સયમની સોટી ન ફટકાવી શકતા છૂપુ પાપ કરે છે, અને ક્યાં પછી નાની આબરૂને સાચવવા, લોકલજ્જાથી ડરી, એ પાપ-ફળને પૃથ્વી ઉપર નાખી, આત્મહત્યા કરે છે, એ પ્રસગ ખાસ નવીન હોઈ, સમાજને વિચારવા યોગ્ય છે

આવી અક્ષતયોનીની બાળવિધવાઓને જો પુર્લગ્નની 'હા' સમાજ તરફથી હોય, તો હિન્દુ-સસાર આવી લાખો આત્મહત્યાઓ ! અને આવા સેન્ડો પાપો ! જોવા, અને એને લઈ નિન્દાવા ન પામે !

હિન્દુ-સમાજના નિર્દય ધારા ! આના કેટલાયે બસીધર અને લીલાવતી જેવા, સતોષી અને સ્નેહાળ દપતિ-યુગલના સસારના સત્યાનાશ વાળતા હશે, હતા ન હતા કરતા હશે ! એ તો જરા વિચારો !

હિન્દુ-સમાજના એકેએક સજ્જન સ્ત્રી-પુરૂષો મ્હારી આ સમાજને ચરણે ધરેલી કૃતિ, વારવાર વાચી, એ ઉપર કઈક વિચાર કરે ! એજ મ્હારી એક માત્ર અભ્યર્થના

**સુજ્ઞેષુ કિં બહુના !**

સંવત્ ૧૯૮૨<br>બેસતા વર્ષનું<br>મંગળ પ્રભાત.

ભવદીય સાહિત્ય પ્રેમી–<br>**ગમનલાલ હીરાલાલ બદામી. "પુષ્પ."**<br>**વાડીફળીઆ પગથીઆ શેરી–સુરત.**




## પુષ્પ:—૧ લું.

### " સમાજ એટલે શું ? "




સુર્યપુરના ન્યાયાલયમા સુધામયીના સ્વામી ચદ્રવદનને ફાસીની શિક્ષા જાહેર થઈ ચૂકી. બસીધરની ત્રીજી છેલ્લી પુત્રી ઉષાદેવી લગનમડપમાથીજ બાળવિધવા બની હવે લીલાવતી તથા બસીધરના હૃદય ભાગી ગયા તેમાય પિતાનુ હૃદય તો સમાજના આ ઉપરાઉપરી ત્રાસો, અને કુદરતી મારથી એવુ તો પાગલ થઇ ગયુ, કે સસાર, અને જીવન બને તેને ઝેર જેવા લાગવા માડયા અ તે હારી તે પોતાની પત્નીના મતની સાથે સમ્મત થયો. લીલાવતીના અત્યાગ્રહે આજે તેણે ન્યાતમા અરજી નાખી ન્યાતને એકઠી કીધી ચોરીમાજ રંડાપો મેળવનાર પોતાની પુત્રી ઉષાના પુનર્લગ્નનો પ્રશ્ન તેણે ન્યાતની મધ સમક્ષ મૂકયો.

" જ્ઞાતિશેઠ ! આવી બાળવિધવાઓને તો ન્યાતિએ હઙ લઇને પણ પુનર્લગ્ન કરવાની રજા આપવીજ જોઇએ "

" એ કેમ બને ? આપણા જેવી ઉચ્ચ કોમોમાજ જ્યારે વિધવા-વિવાહ અથવા નાતરા થાય તો પછી રહ્યુંજ શું ? "

" પરન્તુ શેઠ ! આ તો અક્ષતયોનીની બાળવિધવા છે એને માટે અપવાદ જોઇએ "

"ખરી વાત છે બ્રહ્મસીધરની આ વાત જરા વિચાર કરવા જેવી છે "

' છતાં દુનિયાની નજરે એનું પાણીગ્રહણ થઇ ચૂક્યું છે એક વાર એનું દાન થઇ ચૂક્યું છે ચાર મગળ ફેરા પૂરા ફરી ચૂકી છે વરી ચૂકી છે પછી વિધવા થઇ, એ તો નસીબનો વાક "

"પરન્તુ શેઠ ! વિધવા પુનર્લગ્ન કરે એમા આપ શું દોષ જુઓ છો ?"

"દોષ ! કેમ નહી ? પુનર્લગ્ન એ તો વિષયવાસનાને પોષવાનું એક પગથીયું છે, પગથીયું "

"તો પછી પુરૂષો કેમ ફરી પરણે છે ?"

"હવે ડાહ્યા મા થા એ તો અસલથી ચાલતું આવ્યું છે, ચાલે છે, ને ચાલશે જુનું એટલું સનું વેદ ને મહાભારતમા ભૂલો કાઢવા ન બેસાય ત્હારા કરતા ત્હારા મરનાર બાપ-દાદા વધારે ડાહ્યા હતા સમજ્યો ?"

"તે ઉપરાંત પુરૂષને સ્ત્રી વગર ચાલે એમ નથી "

"ને સ્ત્રીને પુરૂષ વગર ચાલે ! એમ તમે કયા અનુભવ ઉપરથી કહો છો ?"

"અસીધર ! આ તો બધી તમારી અવળી અને ખોટી દલીલ છે."

"નહી ! સત્ય કહું છુ ન્યાત એટલે શુ ? જ્ઞાતિ એટલે તો ગંગાની ધારા એમા અપવિત્ર પણ પવિત્ર થઇ જાય. સમાજ એટલે શુ ? જેમા સમાનતા અને શુદ્ધતાના ભાઇચારાપણુ હોય ! જેમા પતિતોદ્ધારની ભાવના હોય, જેમા દયાના દૈવી આદર્શો હોય, જે પોતે શુદ્ધ રહી શકે ! અને અન્ય અશુદ્ધને પણ શુદ્ધ બનાવી શકે જે પોતે પ્રત્યેકને સમદષ્ટિએ જુએ ! અને જોતા કરે ! આનુ નામ સમાજ. સમાજ એટલે જૂના જમાનાના પ્રવાહોને વળગી રહેનાર ! પ્રાચીન લોકમતના પવન પ્રતિજ્ઞ પીઠ કરી રાખનાર સંઘબળ નહી, પરન્તુ તેમા સમય, અને સંજોગ અનુસાર યથાયોગ્ય સુધારા કરનાર એક સુન્દર વિચાર-મંડળ જે સમાજ આદર્શ હોવાનો દાવો કરી, આદર્શ ધારા ઘડવામા પછાત છે, તેને સમાજ કોણ કહે ?"

"તમારી વાત તો ફિલ્સુફીભરી છે"

"એ ફિલ્સુફી નાખી દેવા જેવી નથી દેશની આવી કેટલીયે બાળવિધવાઓ આજે સમાજની આવી રાક્ષસી રૂઢીઓના ત્રાસથી કંટાળીને દિન પર દિન છૂપા અનાચારો કરી, પાપને પંથે પરવરી, વેશ્યાવૃત્તિ સ્વીકારી, ન્યાત, માત, તાત, કૂળ, કૂખ, કીર્તિ, અને નામને ઇતિહાસમા અમર કરે છે, એ સમાજ કમા નથી જોઇ શકતી ? સમાજ આંધળી નથી. એ જુએ છે, પરન્તુ મમતમા તણાઇ આખ આડા કાન કરે છે. સમાજના થડો આથી દિવસે દિવસે પોલા થતા જાય છે. એના કરતા એઓ જાહેરમા ઘર માંડી બેસે એ શુ ઉત્તમ અને છચવા યોગ્ય નથી ?"

"ના, ના, વિધવા એટલે હિન્દુશાસ્ત્રના અર્થ મુજબ અસ્પૃશ્ય અને અનઅધિકારીણી"

"એમ કરો ! હિન્દુશાસ્ત્રના કથન અનુસાર સમાજ કેટલી ચાલે છે ? એ મ્હારી ધ્યાન બ્હાર નથી દેશ, અને આખો હિન્દુસમાજ જો સયમ પાળી શકતો હોય, બ્રહ્મચર્ય સેવી શકતો હોય, અખિલ જીવનભર માયા, મોહ, અને વિષયાદિને દૂર હઠાવી શકતો હોય, તો એનાથી બીજુ કાઇ ઉત્તમજ નથી પરન્તુ અત્યારે સમાજમા એટલુ મનોબળ નથી, એટલો ત્યાગ નથી, એટલુ ચારિત્ર નથી દેશનો એકે એક જીવ વૈરાગી થઇ શકે એમ નથી દેશની તમામ વિધવાઓ વિમલ વૈધવ્યવ્રતના પાલન અને સયમના વિચારો કરવા જેટલી એટલી તૈયાર નથી સમજ્યા ? જૂના જમાનાની જેટલી ધર્મભાવના અત્યારે નથી રહી અત્યારે તો દેહ ભોગવિલાસ રહ્યા છે"

"અને તમે તે વિધવા-વિવાહનો ચાલે રચી પૂરા પાડવા માગો છો?"

"એમ નહી પરન્તુ એની આગેજ દેશમા-સમાજના અનાચારની દિશા ન ઉઘડે, એ પણ સાથેજ જોવાનુ છે એ ભૂલવાનુ નથી."

"પરન્તુ માબાપ તો સારો જોઇને વર પરણાવે, છતાં છોકરીઓ રાંડે, એમા કોનો વાંક ?"

"રે'વા દયો ! માફ કરો બહુ થયુ. સાત સાત વર્ષની વયે વિવાહ કરી દઇ દશ-બારમા લગ્ન લઇ નાખતા પુત્ર પુત્રીઓની સલાહ શુ તમે પૂછો છો ? વર-કન્યાના સદ્ગુણો શુ તમારાથી જોવાય છે ?"

"ગમે તેમ હોય ! પણ આવો ભ્રષ્ટાચાર તો આ આપણી ન્યાતમાં નહીજ જોઇએ, જો મ્હારો..."

"રાખો રાખો ! હવે મ્હોટા ઉચ્ચ ધર્મનો દાવો કરવા નીકળ્યા છો તે જોયા તમને જાહેરમા ઇરાનીની હોટલમા, ચાહ, પાઉ, અને બિસ્કીટ લેતા બાધ નથી આવતો સ્ટેશન માસ્તરોની અને અમલદારોની નોકરી કરનાર દારૂની ડઝનબધી બોટલો ખાલી કરે ! એને સમાજ અસ્પૃશ્ય નથી ગણતી, નથી પૂછતી કલકત્તા, વિલાયત, રંગુન, આફ્રિકા કે અમેરિકા જઇ આવી માસ-મચ્છી ખાઇ આવે, એને સમાજ પાણીની અંજલિ છાંટી, દેહ-શુદ્ધિ કરી ન્યાતમા લઇ શકે છે નજરોનજર શ્રીમાન શેઠીઆઓ ન્યાતના કાયદાઓ તોડી પોતાની કન્યાને બીજે સ્થળે બીજી ન્યાતમા વગાવી શકે છે, તેમને સમાજ ન્યાત બ્હાર નથી મૂકતી લગ્નમા અસ્પૃશ્ય એવી વેશ્યાઓના નાચ, સમાજના શ્રીમાન જ્ઞાતિશેઠો નચાવી શકે છે, ઘરમા છાની છપતી રખાતો રાખી શકે છે, પવિત્ર ગણાતા પુરુષો અપવિત્ર સ્થાનની મુલાકાતો લેતા પકડાય છે, તેને માટે ઉડતી વિવિધ વાયકાઓ ન્યાત સાભળી રહે છે આ બાબતમા તમને ભ્રષ્ટાચાર નથી દેખાતો કેમ ! નથી લાગતે ને ? અને વિધવા ફરી પરણી ઘર માડે, એમા ભ્રષ્ટાચાર દેખાય છે ? કેવો ન્યાય ? કેવી વિચિત્ર વાત ? કેવી મૂર્ખતાભરી દલીલ ? દેશમા સતીરત્નો કયાથી પાકે ? મહાત્માઓની જનનીઓ કયાથી ઉત્પન્ન થાય ? જ્યા બાળલગ્નનો પ્રવાહ પૂર જોશમા વહે છે, જ્યા સમાજમા બાળરાડો ન કરવાના કર્મ કરે છે, જ્યા ન્યાત કુધારાઓને ગર્દભ-પૂચ્છ પેઠે પકડી બેસે છે, ત્યા ! શું વળે ? ધૂળ અરે ! નિર્બળ અને સંકુચિત મનની આવી સમાજો ! આવી ન્યાતો ! આપઘાત અને ગર્ભપાત જેવા મહાન પાપો કરાવે છે જો એ પતિતોદ્ધાર નથી કરી શકતી, વિધવાઓને સુખી નથી જોઇ શકતી, તો પછી એમને સંયમ પાળવાના માર્ગો ખુલ્લાં કરી આપો. સાસરે અને પીએર જે આશ્રમ

યાતનાઓ તેમને સહન કરવી પડે છે, એમાથી એમનો ઉદ્ધાર કરો પોતાનો ધર્મ પાળી, તેઓ સંતોષથી પેટ ભરી, પ્રભુ-ભજન કરી શકે, પ્રભુ-પ્રેમમા ચિત્તને પરોવી શકે, એટલી સહૃદય થઇ સગવડ કરી આપો તેમને સદ્‌બોધ દઇ, શાન્તવન આપી સત્પથે ચઢાવો પરન્તુ તેમ તો કરવુ નથી સમાજને તો આજે ખાલી મ્હોટી મ્હોટી વાતોજ કરવી છે. અને મ્હોટાઇ મારવી છે"

"ત્યારે ન્યાતનુ કામ તો કોઇ બીજા આવીને કરી જતા હશે. કેમ ?"

"કર્યું ! કહો જોઉ કેટલા વિધવાશ્રમો ખોલ્યા ? ગરીબ જ્ઞાતિ-વિદ્યાર્થીઓને અધ્યયન માટે શી શી સગવડો કરી આપી ? આને ન્યાત બ્હાર મૂકી, આને ન્યાતમા લઇ, અમુકના દા'ડા પાણી કરી, દંડના પૈસામાથી મિષ્ટાન્નપાણી ઉડાવ્યા, એમા ન્યાતનુ શુ કળદર રીટયુ ? અરે ! આઘે કયા જાવ છો ? પ્હેલા તમારા પોતાના ઘરમા તો નજર નાખો ! તમારી પોતાનીજ વહૂ-દીકરીઓને વિધવા થઇ, આસુ અને અભિશાપ વર્ષાવતી જોતા તમારા કાળજા કેમ નથી ચીરાતા ! સમાજ આખીનુ આમા ભલુ રહેલુ છે મ્હારા એકલાનુ નહી"

"પણ ન્યાતને એનુ ભલુ તમારે કહેલે રસ્તે નથી કરવુ. સમજ્યા ? તમારા કરતા દસ દિવાળી અમે વધારે જોઇ છે"

"ધૂળ પડી તમારા એ ધોળા ઉપર વયમા વૃદ્ધ થયા છો, પરન્તુ અનુભવમા વૃદ્ધ નથી થયા ન્યાત આવા બનાવમા પણ અપવાદ ન રાખી શકતી હોય, તો એવી ન્યાત જહન્નમમા જાય, એ નહી જોઇએ."

"શુ તમે અમને અપમાન કરવા અહીં બોલાવ્યા છે?"

"ન્યાતને ગાળ દે છે?"

"જુઓ તો ખરા! આજે તો ન્યાત તમારા ઉપર દયા કરી, રજા આપે, ને આવતી કાલે કોઈ બીજો બીજુ જ કારણ લાવી, ભાષણ કરી નવુ જ પગલુ ભરે. એટલે તો પછી ન્યાતમા એ ધારો પડી જાય, ધારો ન્યાતના ધારા તો બધાને માટે સરખા"

"પણ ધારો પડી જાય, તો એમા તમારૂ ને ન્યાતનુ નાક પણ શુ કપાઇ કે ન્હાનુ થઇ જવાનુ છે?"

"તો શુ વધવાનુ છે?"

'પરન્તુ આ તો અપવાદ ખાતર .."

"નહી બને"

"જો ન્યાતી મ્હને સીધી રીતે રજા નહી આપે તો પછી વાત માથુ ફેરવીને કરવી પડશે."

"તો ન્યાત બહાર મૂકાશો"

"પરવા નથી મ્હારી પુત્રીના સુખ કરતા કઇ ન્યાત વધારે નથી. અણુસમજુ નાદાન વિધવા પાપમાર્ગે પ્રવૃત્ત થઇ મ્હારૂં ને મ્હારા બાપદાદાનુ નામ કલકીત કરે, એથી તો ફરી પરણી, આદર્શ ગૃહીણી-જીવન ગાળે, એજ હુ વધારે પસદ કરૂ છુ"

"કોઇ પારકી ન્યાતમાથી ખોળી કાઢજે"

"અરે! ન્યાતમાંથી પરણાવુ! ને નાક રાખું. સમજ્યા મહેરબાન!"

"ઉમેદવારી કયો બાપ કરવાનો છે ? જોઇશુ ને !"

"ઉમેદવાર તૈયાર છે"

"એક તો બતાવ"

'વિનાયક"

"જોઇ લઇશુ એ દરિદ્રી પણ ત્હારી સાથેજ ન્યાતબહાર રે'શે"

"એમા શુ થઇ ગયુ ?–સિદ્ધાન્તની આગળ એટલો ભોગ તો નહી જેવો છે"

સમગ્ર ન્યાતી વેરાઇ ગઇ અસીધરે પુત્રીની મરજીને આધીન થઇ હવે ન્યાતબહાર રહીને પણ ઉષાના પુનર્લગ્ન કરવા નિશ્ચય કર્યો. તાબડતોબ એક નોકરને વિનાયક ઉપર ચીઠ્ઠી લખી આપી તેડાવ્યો પરન્તુ વિનાયકે "મ્હારા શરીરને ઠીક નથી" એવો ઉડતો જવાબ કહાવ્યો હૃદયભગ પિતાએ નિશ્વાસ મૂકતા પુત્રી અને પત્નીને આ ઉત્તર કહ્યો. ઉષા પોતે વિનાયકને તેડી લાવવા માતાપિતાની રજા લઇ વિનાયકને ત્યા જવા નીકળી પિતાએ પણ પુત્રીને ખુશીથી રજા આપી કોઇ જાણે નહી, એટલા માટે રાત્રિના ભર અધારામા યુવાન ઉષા સકોચાતી, શરમાતી, લપાતી, હિમ્મત ધરી વિનુની ઓર્ડી ગને રસ્તે ચાલવા લાગી. તેના હૃદયમા એજ ભણકારા થઇ રહ્યા હતા, કે –'શુ વિનુ ! મ્હને ! સમાજની દૃષ્ટિએ વિધવા થએલીને ! સ્વિકારશે ? સત્કારશે ?"



# પુષ્પઃ-૨ જું.

## "હવે શું ?"



આજે રવીવાર એટલે રજાનો દિવસ હતો વિનાયક પોતાના એકાન્ત ખંડમા "મેઘદૂત." નો અભ્યાસ કરી રહ્યો હતો ટેબલ ઉપર ઝગઝગાટ બળતો દીવો પ્રકાશ નાખી રહ્યો હતો વાચવામા વિનાયકનુ ધ્યાન ન્હોતુ પોરવાતુ. પુસ્તકના પાના વચ્ચે આગળી રાખી તે વિચારમા પડયો "અરેરે ! ઉષાના લગ્ન કાલ રાત્રે થઇ ગયા હશે સારૂં થયુ કે હું એ જોવાજ ન ગયો"

વિચારની પરપરામા ગુથાતુ તેનું મગજ શાન્ત થઇ ગયું. જેમનો તેમ તે રહી ગયો એની આખો મીંચાઈ ગઇ સ્વપ્નામા પણ એજ ઉષાની રમ્યમૂર્તિ એની નજર આગળ રમી રહી હતી

જાણે ઉષાના લગ્ન થઇ ગયા છે એ પરણી અને સાસરે ગઇ છે. છતા એનો જીવ વિનાયકમા અને વિનુનો ઉષામાજ ન્હોટેલો છે ઇશ્વરનુ કરવુ ! તે અણધાર્યા એક વાર દર્શને જતા ઉષા અને વિનાયકનો ભેટો થઇ ગયો ચાર ચક્ષુ એકાકાર થઇ વિનુએ હૃદય ઉપર શિલા મૂકી આગળ ચાલવુ જારી રાખ્યુ પણ ઉષાથી એમ ન થયુ ન રહેવાયુ. તેણે ધીરેથી બૂમ પાડી "વિનુ !"

વિનુ એકાએક અટકયો પાછું ફરી જોયુ ઉષાની આખમા ઝળઝળીઆં ભરાઈ આવ્યા હતા. ઉષા છેક પાસે આવી પ્હોંચી. ગદ્‌ગદ

ઠે અને અશ્રુભીની આંખે તે વિનુનું હૃદય કોરાય એવાં વચનો બોલી. "વિનુ ! તું મ્હને છેકજ ભૂલી ગયો કે ?"

રસ્તા વચ્ચે એક પરણેલી, પરાઇ નાર સાથે વાત કરવી, એ વિનુને ઠીક ન લાગ્યું. તેણે મંદ સ્વરે કહ્યું "આજ બોર્ડીંગમાં કોઇ નથી. રજા હોવાથી બધા બ્હાર ગયા છે મ્હારી તબીયત સારી નથી રે'તી, એટલે હું ક્યાંય જતો નથી તું ત્યાં આવ આપણે નિરાંતે વાતો કરીએ"

"વિનુની પૂઠે પૂઠે ઉષા ચાલી ઉભય એક એકાન્ત જગ્યાએ આવી લાગ્યાં હવે વિનુની વાચા ઉઘડી "બોલ ! તું શું કહે છે ?"

"હું હવે ત્હને નથી સાંભરતી વિનુ !"

"સ્નેહીનાં સંભારણાં ! પ્રિયની યાદ ! અને મળેનાં મનની જુદાઇ ! એ તો હૃદયમાં જીવનભર સાથે તે સાલેજ છતાં મ્હને અને ત્હને હવે એકેકનાં નામ હોઠે લાવવા અધિકાર નથી રહ્યો"

"કારણ ? શું પ્રેમી, અગર પ્રિય વસ્તુનું નામ લેવું, એ પણ એક પાપ છે ?"

* "નહી, પરન્તુ એને પૂજવો ! એ પાપ છે"

"વિનુ ! હું હજુય ત્હને પૂજું છું"

"પાપના પોટલાં બાંધવાં ઉષા ! હવે તું મ્હારો પીછો, મ્હારૂં નામ, મ્હારૂં સ્મરણ, મૂકી દે"

"શા માટે ?"

"તું ત્હારૂં હૃદય-દાન અન્યને કરી ચૂકી છે. ત્હારા ઉપર હવે મ્હારો હક્ક નથી રહ્યો. મ્હારે મન હવે તું એક પરાઇ-નાર છે, ત્હારો પતિવ્રતધર્મ તું ન મૂક! પાપને પથે ન ઝૂક! અપવિત્ર ભાવના હવે હૃદયમાં ન મૂક! જગતમાં સતીની નામના મેળવવી હોય તો આ ન શોભે! મ્હારો વિચાર! મ્હારામાં પરોવાયલું મન! કાઢી નાખ. એને સતમાર્ગે વાળ. જેના હાથમાં હાથ આપ્યો, એનેજ હવે પૂજ એમાંજ ત્હારો ઉદ્ધાર છે. પછી ભલે એ ઝેર હોય, તોય એમાંજ મન પરોવતાં શીખ! પરાયામાં-મ્હારામાં અમૃત હોય, છતાં હવે એ ત્હારે કામનું નથી"

"વિનુ! મ્હેં એમના હાથમાં હાથ આપ્યો છે, કાંઇ હૃદયમાં હૃદય નથી મૂક્યું અમારા પ્રેમની વચ્ચે ત્હારી મનહરણ મૂર્તિની, સ્મૃતિની આડી દિવાલો છે.

જીગરના તાર સંધાયા...ન તોડયા એ પછી તૂટે,
પ્રીતિના દોર બંધાયા ન છોડયા એ પછી છૂટે
ગળામાં સ્નેહની સાંકળ ..પડી! તોડી નહી તૂટે,
પછી એ પ્રિયની પૂંઠે ભલે! આ જીંદગી ખૂટે.

વિનુ! મ્હારા વિનુ! તમે ક્યાં-આ હૃદયવ્યથાથી અજાણ્યા છો!

ધો, ધો, કરો, પણ દીલમાં ડાઘા પડ્યા, એ ના ફીટે,
-કારી ગણાતા પ્રેમ-ઘા . મરતા સુધીયે ના મીટે.
જે મન મળેલાં હોય જેની સાથ! તેને જઈ મળે,
સરિતા તણું જળ જોઇ લ્યો! એકજ સમુદ્રે જઇ ભળે.

હ્રદય–બગીચે પ્રેમના જળ જઇ ભેગા થાય,
અણુધાર્યાં અંકુર ફૂટે એ નવ અટકાવાય.
અંતરના ઉભરા છુપા અરસપરસ ઠલવાય,
અણુગમતી કો વાડ પર વેલી કયમ વિંટળાય ?

વેલી પોતાની પસંદગીનીજ વાડે વિંટળાય છે સ્નેહના બીજ કુદરતી રીતેજ હ્રદય–ક્યારીમા વવાય છે"

"એ બધુ ખરૂ પરન્તુ હવે થયુ એ ન થયુ થનાર નથી માળીથી જે વાડ ઉપર વેલીને ચઢાવવામા આવી છે, એજ વાડ ઉપર વીંટળાઇ રે'વામા એની શોભા છે"

"એ કેમ બને ? ઘી વિનાના લુખ્ખા કંસારના કોળીયા કેમ ભરાય ?"

"આવડે તો સર્વ કંઈ થાય લુખા સંસારના કંસારમા સ્નેહ–ઘીની ધારા પાડી, સ્વાદિષ્ટ બનાવવો, એ કામ પતિવ્રતા સુશિલ ગૃહીણીનુ છે જે તું ધારે તો ત્હારા પતિનુ ઘર માંડી શકે એમ છે સંસારને સ્વર્ગીય બનાવવો અગર તો વિષમય બનાવવો, એ બન્ને હારાજ હાથમા છે તું ધારે તો મ્હને સહજમા ભૂલી શકે એમ છે"

"ખોટી વાત. દાઝના દીલને ઠાલી દિલાસો દેવાના આ બધા ફાંફા છે શીરીનને ફરહાદ, અને લયલાને મજનુન ન્હોતા ભૂલી શકયા"

"એ જમાનો જૂદો હતો ઉષા! આજ એ સમય, અને એ સમાજ નથી રહ્યા."

"છતા એ દૈવી દીલ! અને એ પ્રેમના બીજ! તો એના એજ છે. એ તો નથી બદલાયાને ?"

"ઉષા! ઉષા! આમ કહી. તુ મ્હને શુ કે'વા માગે છે?"

"એજ કે–ઓ વિનુ! મ્હારા વિનુ! બાલ્યકાળની એ નિર્દોષ પ્રતિજ્ઞાઓ યાદ કર રોગી થઇ જતા, ઝૂરતા મ્હારા જીવનને અમૃતનું સીંચન કર"

"એ મ્હારા હાથના નથી."

"ત્હારાજ હાથમા છે ત્હારા મનનો તું માલીક છે, મ્હારા મનની હું માલીક છુ"

"છતા પણ હવે એમ."

"અચકાય છે શા માટે? હું હજી પવિત્ર છુ મ્હારા રોમેરોમમાં ત્હારૂજ નામ છે તન–મન–ધન ત્રણેય મ્હે ત્હારા ચરણોમા ધર્યા છે. હુ છેક છેલ્લે આરે બેઠી છુ ચાલ. આપણે બને દૂર–દેશમા ન્હાસી જઇએ ત્યા લગ્નની પવિત્ર ગાંઠથી બધાઇ સુખી થઇએ"

"ઉષા! ઉષા! ન્હાસી જવુ, એને તુ આબરૂભર્યું માને છે?"

"સત્ય રસ્તે જનારા (પાછળ) જગતની જીભથી લગાડાતા લાંછનની દરકાર નથી રાખતા"

"પણ આપણે આ સત્ય માર્ગે ક્યા જઇએ છીએ? પૂણ્ય–પથના પ્રવાસીઓ આપણે નથી"

"તો પાપ–પંથના બનીએ ગમે એમ પણ હુ ત્હારા વિના જીવી શકનાર નથી એ તો ચોક્કસ તુ મ્હને ત્હારી કર વિનુ! ઉષાને એટલી ભિક્ષા આપ"

"આ ભિક્ષા નથી, પરન્તુ ભોગ છે."

"નિરાશ કરશો તો છેવટ આત્મહત્યા કરીશ"

વિનુ હવે મુગો થઇ ગયો ઉષા તેને ખભા ગ્રહી હલાવતા બોલી "બોલ! શુ જવાબ આપે છે?"

"નહી બને ઉષા! જ્યારે સમય હતો, ત્યારે ત્હારા માબાપને ન સુજ્યુ, ત્હને અને મ્હને કોઇને આટલુ કરવાનુ ન સુજ્યુ હવે શુ?"

"હજુય શુ ગયુ છે?"

"હવે શુ રહ્યુ છે? ઉષા! વખત બહુ થઇ ગયો જલ્દી ઘેર જા કોઇ આવી લાગશે તો"

"ભલે! દુનિયાએ મ્હારી દરકાર નથી રાખી, તો મ્હે પણ દુનિયાની દરકાર હવે છોડી છે"

ઉષાએ વિનુનો હાથ પકડયો 'દરકાર જો હોય, તો કેવળ ત્હારી. વિનુ! જીવતદાન દે શરણે આવી છુ" તેની આખમાથી ખરખર આસુ ખરતા હતા

"ના ના હુ પોતે પતિત થઇ, ત્હને પણ પતિત કરૂ? નહી બને ઘડી બે ઘડીની ક્ષણભગુર સસાર-યાત્રાને માટે ત્હારૂ મ્હારૂ ઉભયનુ નામ, કૂળ અને કીર્તિ કલકીત નહી થાય"

"મ્હારે માટે ત્હારા હૃદયમા સ્થાન નથી?"

"હતુ પણ હવે નથી"

"તુ મ્હને નથી ચ્હાતો?"

"ચાહુ છુ પરન્તુ પૂર્વની એ ચાહનાની ભાવનામા આજે મ્હોટુ પરિવર્ત થઇ ગયુ છે. ત્હારા લગ્ન પ્હેલા હુ ત્હને કોઈ જુદી રીતે ચ્હાતો હતો,

જોતો હતો, ઓવારતો હતો, આજ હવે એ દ્રષ્ટિ નથી રહી સમય ગયો છે, સજોગ વિપરીત છે વિત્તિ વિચિત્ર છે તુ પરાઇ-નાર ! હવે મ્હારે મન બ્હેન બરાબર છે"

"ઓ વિનુ ! વિનુ ! તુ આ શુ બોલે છે ?"

"આ વિનુ નહી પરન્તુ એનુ પવિત્ર હૃદય બોલે છે"

"હાય ! ત્યારે મ્હારા આશા-દુર્ગોનુ હવે શુ ?"

"હવે શુ ? કલ્પનાસૃષ્ટિમા ચણેલા ચણતર અને સંયમ, એને આગના શસ્ત્રથી જમીન દોસ્ત કરી નાખ હતુ શુ ? ગયુ શું ? આપણે તો મહુ બહુ ! અને ભલી ભલી આશાઓ બાધીએ, પરન્તુ એ બધી પૂરી ન થાય"

"પરન્તુ મ્હારી આ આશા તો ત્હારાથી પૂરી થાય એવી છે"

"હવે શુ ? એ પૂરી થવાને આવા અધૂરા નસીબ લઇ ન્હોતુ જન્મવુ"

"તો પછી વિનુ ! મ્હારા નામનુ હવે નાહી નાખજે"

ઉષા એકાએક ચાલતી થઈ વિનુ એની પાછળ દોડયો ઉશ્કેરાયલી એવી એ કદાચ આત્મહત્યા કરી બેસે એવો વિનુને શક પડયો. "ઉભી રહે ઉભી રહે"

તે ઉંઘમા એકદમ ઉભો થઇ ગયો જાગી પડયો સ્વપ્નનો અંત આવ્યો તેના હાથમાથી ચોપડી સરી ગઇ તે બારણા તરફ દોડયો.

દ્વારમાં ઉષાની સાક્ષાત્ સત્ય અને જીવન્ત મૂતિ ઉભેલી હતી. તે સ્થભી ગયો.



# પુષ્પઃ-૩ જું.

## "પાપને પથે"

(૦)



(અરવિન્દાની આત્મકથાનુ અનુસંધાન)

આ

ઘો કલાકની રજા પછી શ્રીપુરની ન્યાયસમિતિ પાછી ગોઠવાઇ ન્યાયાધિશે પોતાનુ આસન લીધુ પહેલોજ પ્રશ્ન મૃત શારદાના પિતા શેઠ સુમનચંદ્રને પૂછાયો

"વાહ ! સુમનચંદ્ર ! તમારા હાથમા અરવિન્દાની અર્ભકી કેવી રીતે આવી ?"

સુમનચંદ્રે વિમળા વિષેની હકીકત વિસ્તારપૂર્વક કહેવી શરૂ કરી "મ્હારા વ્યાપારના ખાસ કામને અંગે હુ મુંબાઇ ગયો હતો જે રાત્રે હુ શ્રીનગર પાછો ફરતો હતો, તેજ રાત્રે હુ એક ભાડુતી મોટરમા બેસી સ્ટેશને જતો હતો રસ્તે મ્હારા એક મિત્ર મળ્યા મોટર થોભાવી મ્હે એમને માંહે લીધા. તેઓ નાટક જોવાને માટે જઇ રહ્યા હતા નાટકનુ થીએટર આવતાજ મ્હે મોટર થોભાવી તેઓ અંદરથી નીચે ઉતર્યા એમના અત્યાગ્રહે મ્હારે પણ મોટર ત્યાજ ઉભી રાખવાનુ કહી એમની સાથે હોટલમા જવુ પડયુ થોડી વારે ચહ-પાનાદિથી પરવારી હુ મોટરના પાછો બેઠો ડ્રાઇવરે એ સ્ટેશને હાંકી

અંદર બેઠા પછી મ્હે આ છોકરીને અંદર જોઇ એના હાથમાની ચિઠ્ઠી મ્હે વાચી. આ વેળાએ હુ નિ:સંતાન હતો ઇશ્વરનો આભાર

માની હુ એને શ્રીનગર લઈ આવ્યો, અને પેટની દીકરીની માફક ઉછેરી તે પછી એના પુનીત પગલે મ્હારી પત્નીને દિવસ રહ્યા, અને શારદા જન્મી મ્હારી પાસે એ પત્ર, તથા લોકેટ હજુ મોજુદ છે"

× × × ×

" વાહ ! અરવિન્દા ! હવે તુ ત્હારા જીવન-ઇતિહાસનો છેડો લાવ "

× × × ×

'નાટક-કપનીના માલીકને ત્યા એ પછી હુ રહેવા લાગી મ્હને કોઇ જાતનુ ત્યા દુખ ન્હોતુ વારવાર શેઠના આગ્રહે હુ નવાનવા નાટકો જોવા જતી મ્હને એ ખુબ છદ લાગ્યો અતે સ્વાર્થી શેઠે મ્હને આમતેમ સમજાવી, નાટકમા નાયિકાની ભૂમિકા ભજવવા લલચાવી એના આભાર તળે દબાયલી હુ અધ થઇ એ રસ્તે ઝૂકી થોડાજ દિવસમા મીસ અરવિન્દાના નામે હુ આખા મુબાઇમા જાણીતી અને માનીતી થઇ પડી

આ નાટક-કપનીમા હુ લાબો વખત રહી એક વેળા મોટરમા બેસી હુ બ્હાર ફરી રહી હતી, એવામા એક અનાથ ભિખારણને રસ્તે ભીખ માગતી મ્હે જોઈ મ્હને એને જોઇ દયા આવી મોટર અટકાવી મ્હે એને પાસે બોલાવી એની દીન વાણી અને કાલાવાલાથી મ્હારૂ હૃદય પિગળી ગયુ મ્હે એને મ્હારી સાથે મોટરમા બેસાડી લીધી

મોટરમા એણે મ્હને પોતાની જીવન-કથા કહી "બ્હેન ! હું એક ખાનદાન બ્રાહ્મણ કુટુબની કન્યા છુ બાર વરસે મ્હારા લગ્ન એક બીજવર સાથે થયા હતા પરણ્યા પતિનુ પાચજ માસ સુખ ભોગવ્યા પછી હુ રાડી તે પછી હુ પીએર રહેવા લાગી અહીં ત્રણ ચાર વરસ સુખેદુખે લુખુસુકુ ધાન અને ઓશિયાળો રોટલો ખાઈ કાઢયા.

એક દિવસ હુ ગામને કૂવે પાણી ભરવા ગઇ ત્યહીં ઇશ્વરનુ કરવુ ! તે મ્હારા અવળા નસીબે એક શ્રમિત અને તૃષિત એવો કપડાની ફેરી ફરનાર ફેરીયો આવી ચઢ્યો મ્હારી પાસે તેણે થોડા પાણીની યાચના કરી મ્હે એને પાણી પાયુ એણે મ્હને એ બદલ બહુ હુ ના કહ્યા છતા બ્હેન તરીકે સબોધી પોતાની લુગડાની ગાસડી માથી એક લુગડુ આપ્યુ પછીજ મ્હને સમજાયુ કે એ કોઇ ભલા પરદેશી-ફેરીયા હતો.

દયા કરવા જતા હુ દડાઇ ગઇ મ્હારી સાથે પાણી ભરવા આવનાર પાડોશણે મ્હારા ભાઇ-ભાભીને મરચુ-મીઠુ નાખી ન કરવાની વાત કરી નાખી સશયનુ કારણભૂત લુગડુ મોજુદ હોવાથી મ્હારા ભાઇ-ભાભીએ મ્હને ઘરમા ન ઘાલી હુ આખી ન્યાતમા પવિત્ર હોવા છતા, મ્હારી ચાલની ડાંડી વગાવાઇ, નિન્દાઇ, અને હડહડ થઇ ચૂકી. કોઇએ મ્હને આશ્રય ન આપ્યો એટલે આજ કેટલાય દિવસ થયા આમ ભીખ માગી પેટ ભરૂ છુ"

સુજ્ઞ ! ન્યાયાધીશ સાહેબ ! મ્હને એ બાયડીની દયા આવી. એજ દિવસે હુ એને લઇ થીએટરમા ગઇ મ્હારો પાઠ હતો હજુ શેઠ ન્હોતા આવ્યા, એટલે એને અદર એક ખુરશી નાખી આપી બેસાડી. પ્હેલો અક પૂરો થતાજ મ્હને ખબર પડી કે શેઠ આવ્યા છે એટલે હુ એને લઇ શેઠના ખાનગી આવાસમા આવી.

શેઠ ખુલ્લે માથે એક ગાલીચા ઉપર બેઠેલી હુકકો ગગડાવી રહ્યા હતા. મ્હારી પાછળ આછુ ઓઢી એ અનાથ ભિખારણ-યુવાન બ્રાહ્મણ બાળ-વિધવા મ કોચાતી ઉભી હતી **મ્હે એને માટે શેઠને બે શબ્દ કહ્યા.** એને આશ્રય આપવા શેઠે હા પાડી.

બીજાજ દિવસથી મ્હે એને મ્હારી સાથે રાખવા માંડી ગાતા વગાડતા અને નાચતા શિખવવા માંડ્યું છ માસના સતત્ પ્રયત્ને એ સંપૂર્ણ કેળવાઇ નવી નટી તૈયાર થતા હવે શેઠનું મન મ્હારા ઉપરથી ઉતરવા લાગ્યું' પેલી વિધવા કે જે હવે મીસ મેનાને નામે ભૂમિકા ભજવતી હતી, તેના માન વધ્યા એટલામા મ્હારે એક ફિલ્મ-કુંપનીના મેનેજર સાથે ઓળખાણ થઇ વાત ઉપરથી વાત નીકળતા તેણે મ્હને પોતાની કુંપનીમા આવવા લલચાવી હું પણ હવે અહી રહેવા માગતી ન્હોતી તેમ શેઠને પણ નવી નટી મળતા હવે મ્હારી બહુ ગરજ ન્હોતી રહી

મ્હે નાટ્ય-કુંપની છોડી હવે હુ મીસ અરવિન્દાના નામ હેઠળ સીનેમામા એકટ્રેસનુ સ્થાન શોભાવવા લાગી અહી મ્હે પાછો મ્હારા એક વખતના પ્રેમી સુમનને જોયો અમે બને મળ્યા. પ્હેલા તો મ્હે એને દાદ ન દીધી પરન્તુ પાછળથી મ્હારા મનને મ્હે મનાવી લીધુ. મી ઇંદ્રવદનને નવે નામે એ એમા એક્ટરનુ કામ કરતો હતો અમે બને પાછા **પાપને પંથે** ચઢ્યા.

પરન્તુ ખેંટ જવાથી એ સીનેમા કંપની થોડાજ વખતમા ભાગી પડી. મ્હે પુષ્કળ પૈસો એકઠો કર્યો હતો, એટલે હવે મ્હારો વિચાર નોકરી કરવાનો રહ્યો ન્હોતો કઇ વિચાર આવતા હુ અને ઇન્દ્રવદન અહીં શ્રીપૂર આવ્યા ઇંદ્રવદનના કહેવાથી મ્હારી પુત્રીને શોધવાનો રસ્તો મ્હને ગાયિકાનો ધંધોજ લાગ્યો કારણ કે મ્હોટા મ્હોટા લોકોના આમન્ત્રણ મળે, ઘેર આવજાવ થાય, એટલે એમાથી કદાચ પત્તો લાગી આવે તદુપરાંત ઇંદ્રવદને મ્હને મ્હારી પુત્રી શ્રીપૂરમા છે, એવી ખબર આપી હતી, અને એને લઇનેજ હુ અહી આવી.

શ્રીપુર આવી મ્હે ગાયિકાનો ધંધો શરૂ કર્યો ઇદ્રવદન મ્હારો એક રીતે એજન્ટ અથવા કનીશન-દલાલ, અને બીજી રીતે ધણી હતો અરૂણકુમાર સાથે મિત્રતા બાંધી મ્હારી મોહીની-જાળમા એને ફસાવનાર એજ છે મ્હારા કહ્યાથીજ એ આ શેઠની પુત્રીને ઉચકી લાવ્યો હતો. પણ બેશુદ્ધિની અમર કાઇક ધાર્યા કરતા વધુ થઇ જવાથી એનુ મરણ નીપજ્યુ છે આમા એ તેમજ હુ બને એકસરખા ગુહનેગાર છીએ"

અરવિન્દાની આત્મકથા અત્રે પૂરી થઇ વિમળા અપવિત્ર મા-બાપને ભેટી, પુષ્કળ રડી આખુ ન્યાયાલય ઉભયને શુ શિક્ષા થાય છે ? એ સાભળવા એકી નજરે ન્યાયાધિશના મુખ સામુ જોઈ રહ્યુ

ન્યાયાધિશે ઇદ્રિવદન તરફ જોઇ પૂછ્યુ- મી. ઇદ્રિવદન ! તમારે કાઇ કહેવુ છે ?"

'મ્હારે કાઇજ કહેવાનુ નથી હવે હુ કરેલા પાપના ફળ પામવા આતૂર થઇ રહ્યો છુ પણ મ્હારી છેવટની એક પ્રાર્થના છે"

"કહી દયો"

"હુ ગુહનેગાર છુ પરન્તુ મ્હારા જેટલીજ ગુહનેગાર આ અરવિન્દા નથી. એને આ અનીતિ, અત્યાચાર, અને આટલી હદ સુધીના પાપને પથે ઉતારનાર હુજ છુ મ્હેજ એને પરણેલા પતિનુ ઘર છડાવી, રઝળતી મૂકી. આજ એ જે આ અધમ દશા ભોગવી રહી છે, એનો મૂળ કારણભૂત હુજ છુ મ્હારે પાપે એ નિર્દોષીની આવી શયતાની જાળમાં ફસાઇ છે એના ઉપર રહેમ બતાવવામા આવે."

"એ અમારે જોવાનુ છે એ સિવાય બીજુ કાંઇ..."

"કાંઈ નહીં."

"વાઉ ! તમારી અને આ અરવિન્દાની ઉમર શી ?"

'અરવિન્દાની બત્રીસેક હશે ! મ્હારી તો પાત્રીસ છે"

'અને વિમળા ત્હારી ?"

"એને લગભગ સોળમુ જતુ હશે" સુમનચંદ્ર બોલ્યા

થોડીવાર સભા શાન્ત રહી તે પછી ન્યાયાધિશ ઉભા થયા તેઓ બોલ્યા "ની ઇદ્રિવદન ! આ કેસમા તમારો હાથ વધારે છે. તમને જન્મદેશનિકાલની સજા કરવામા આવે છે અને તમારો તથા મમ જનો ભોગ થઇ પડેલી આ અરવિન્દા ! કે જે જાણે અજાણે આવે ખોટે રસ્તે ઉતરી છે, તેની તરફ હુ દયા બતાવી, (પોતાના પાપ, પસ્તાવો કરી ધોઇ નાખવા,) એને જીવે ત્યા સુધી સામાન્ય કારાગૃહવાસની સજા ફરમાવુ છુ "

ન્યાયાધિશ ઉભા થયા અરવિન્દાની કોટે વિમળા બાઝી પડી. અશ્રુભીની આખે અરવિન્દા બોલી, "શેઠ સુમનચંદ્ર ! મ્હારી વિમળા તમારે ખોળે છે એને તમારી પેટની પુત્રી ગણીને પાળજો યોગ્ય સ્થળે પરણાવી સુખી કરજો "

આટલુ બોલી આગળીએ પ્હેરેલી હીરાની વીટી તેણે ચૂસી લીધી. બરાબર તેજ વખતે ઇદ્રવદને ન્યાયાધિશના ટેબલ ઉપર પડેલી પિસ્તોલ આખના પલકારામા ઉંચકી લીધી કોઇ એને ઝુટવી લે એ પ્હેલા તો એ લોહીલોહાણુ થઇ જમીન ઉપર તૂટી પડયો અને પાપાત્માઓ જોતજેતામા એકબીજાના મરતા મોઢા જોઇ આ લોકને છોડી ગયા. પોતાના પાપનો પસ્તાવો કરવા તેઓ ન જીવ્યા, ન રહ્યા.

× × × × ×

ન્યાયાધિશે અરવિન્દાની સંપત્તિમાથી અર્ધ સરકારમા સોપી, અર્ધ તેની પુત્રી વિમળાને નામે કરી વિમળાએ અપવિત્ર રસ્તે ઉપાર્જન કરેલુ ધન ન સ્વીકારતા "પતિતોદ્ધાર" સમાજને અર્પણ કર્યું

જમીન ઉપર ઢળી પડેલી અર્ધમૃત માતાના શબ ઉપર વિમળા પડી અશ્રુપ્રવાહથી તે માતાના શબને આખરનુ સ્નાન કરાવના-ન્હવરાવવા લાગી. જ્યારે બીજી બાજુ જેના પેટમા ગોળી વાગી છે, એવો ઇંદ્રવદન છેવટના તરફડીયા મારી રહ્યો હતો

પ્રિય વાચક ! અરવિન્દા વેશ્યા બની, **પાપને પથે** ઉતરી ! અને અતે આના કમોતે મરી, એનુ મૂળ કારણ શુ ? અયોગ્ય, લગ્ન-સંબધ ! અરવિન્દા જેવી અબળાઓની આવી આત્મહત્યાઓ માટે હિન્દુ-સમાજ શુ તુ જરાયજવાબદાર નથી ? કેજ એટલુજ નહી, પરન્તુ પૂરેપૂરો આ બળિદાન સમાજ' ત્હારેજ ખાતર ! દેવાયનુ છે, એ નિસશય છે

પ્રભો ! હિન્દુ-સસારના આવા રાક્ષસી -ઢી-બધનોને લઈ **પાપને પથે** ઉતરી, અતે આમ આત્મહત્યા કરતી, આવી અભાગીની આર્ય-રમણીઓને ઉગારો !



## પુષ્પ:–૪ થું.

### "ઝે'રની પ્યાલી."



લગભગ રાત્રિના દશ વાગ્યાનો શુમાર થયો હશે. "મેઘદૂત" લઇ વાચવા બેઠેલો વિનાયક દ્વાર બધ કરવાનુ ભૂલી ગયો હતો ચોપડીના પાને પાનામા તેને ઉષાનીજ રમ્યમૂર્તિ આલેખાયલી દ્રષ્ટે પડવા લાગી વાચતા એને ઝોકુ આવી ગયુ.

સ્વપ્નમા એને ઉષા સાથે લાબો વાર્તાલાપ થયો એટલામા દ્વાર ઉઘડયા. વિનાયકની અર્ધી આખ એકાએક ઉઘડી ગઇ તે એકદમ ખુરસીમાથી ઉભો થઇ ગયો. સ્વપ્નનો મિથ્યા ભ્રમ તેણે સાક્ષાત્કારના સ્વરૂપે જોયો. તેના પગ પાછા પડયા. દ્વારમા ઉષા! વિધવા ઉષા! અશ્રુપૂર્ણ આખે આવી ઉભી હતી.

"તુ ? ઉષા ! અત્યારે અહીં ?"

ઉષા એક ડગલુ આગળ આવી બરાબર વિનુની સ્હામે ઉભી રહી "હા" તેનુ મુખ આટલુ કહેતાજ અવનત ઝૂકી ગયુ

"શા માટે ?"

"ત્હારે માટે વિનુ ! વ્હાલા ! ત્હારે ખાતર."

"ઉષા ! ઉષા ! તુ દીવાની તો નથી થઇને ?"

"ખરેખર હા ! ત્હારા પ્રેમે મ્હને જો પાગલપણામા મૂકી હોય, તો એમા આશ્ચર્ય જેવુ કશુ પણ નથી.'

"પરન્તુ તુ હજુ કાલેજ પરણી, અને "

"કાલેજ રાંડી " ઉષાએ અર્ધ બોલ ઉપાડી લીધા

"રાંડી ? એટલે શુ તુ વિધવા થઇ છે ?"

"હા મ્હારા પતિએ મડપમાથીજ મ્હને વૈધવ્યની બક્ષીસ કીધી છે વિનુ ! તેથીજ હુ અત્યારે ત્હારી પાસે આવી છુ "

"અફસોસ ! એકજ દિવસમા કેવુ પરિવર્તન ! લગ્ન અને વૈધવ્ય ! ઉષા ! ઘરમાથી રજા વગર આવી મોડી રાત્રે અહી આવતા ત્હને સ્હેજ પણ સંકોચ ન થયો ?"

"માતા-પિતા ઉભયની સમ્મતી લઇનેજ હુ અત્રે આવી છુ ત્હને ઘેર બોલાવ્યો, પણ તુ તો ન આવ્યા . એટલે ..પછી "

"એક પારકા પુરુષને ત્યા તુ "

'પારકો ? વિનુ ! તુ પારકો ? કે પોતીકો ?"

"એનો જવાબ ત્હારુ અતર આપશે એને પૂછ"

"એને પૂછ્યા શિવાય આ પગલુ નથી ભર્યુ ?"

"તો આને અન્યાય-માર્ગે આવવા હા પાડનાર ત્હારુ એ અતર ! અપવિત્રતાના રગથી હવે રગાયલુ અને રગદોળાયલુ હોવુ જોઇએ"

"શા ઉપરથી ?"

"તુ એક વિધવા છે એ ત્હને ખબર છે. નહી ?"

"કોણ કહે છે ?"

"ગાડાની માફક શુ લવે છે ? હમણા તુ પોતે બોલી, "કે હું વિધવા થઇ છુ " અને પાછી એટલીજ વારમા વિસરી ગઇ ?"

"ત્હારૂં મ્હો, ત્હારી યાદ, અને ત્હારૂં ધ્યાન, મ્હને ઉંઘ અને આહાર બધું ભૂલાવી નાખે છે હું વિધવા થઇ એમ મ્હેં ક્યારે કહ્યું ?"

"તો શું તું સૌભાગ્યવતી છે ?"

"ના નથી પણ તેમ થવા તો આવી છું હોત ! તો વળી અહીં આવતેજ શા માટે ? બહુ વિચાર કરવો પડત"

"અરેરે ! આવી નાદાન, ઉગતી, યુવાનીમાં વૈધવ્ય પ્રાપ્ત થતાં તું દિવાની થઇ ગઇ લાગે છે શિવ–શિવ–શિવ !"

"વિનુ ! હું વિધવાયે નથી, તેમ દિવાનીયે નથી"

"તો !"

"કુમારી છું. પવિત્ર છું, પાગલ નથી, પણ ડાહી છું આ બધું હું સમજીને, સાચવીને, વિચારીને અને શુદ્ધિમાં બોલું છું"

"આવે વેશે, આવી રાત્રિએ ઘર–બ્હાર નીકળવાનું શું કારણ ?"

"ત્હારી ! મ્હારા જીવન–નૌકાના સુકાનીની શોધમાં વિનુ ! સમાજ એમ માને છે, કે હું વિધવા થઇ છું હું માનતીજ નથી. મ્હારા પિતા ન્યાતબહાર રહી મ્હારા પુનર્લગ્ન કરવા તયાર છે તું મ્હને સ્વિકાર મ્હારો હાથ ઝાલ મ્હને તાર" ઉષાએ ઘુટણીએ પડી, અશ્રુપૂર્ણ આંખે કાલાવાલા કરતા વિનાયકના બને હાથ પકડી લીધા

"એ વખત હવે વહી ગયો છે એ ભૂત–પૂર્વ અમૃત–ચોઘડીયું હવે આજે નથી રહ્યું."

"એમ કાં બોયે છે ? બાલ્યકાળ ભૂલી ગયો ?"

"તુંજ કહેને કે ભૂત–કાળ કોણ ભૂલ્યું છે ? છતાં એ બધાં સોનેરી શમણાંઓને અત્યારે ન સંભાર. આપણા જીવન–ચરિત્રના પ્રવાહો જુદી જુદી દિશામાં વળી ગયા છે. મ્હને માફ કર."

"મ્હને ભૂલી ગયો ?"

"ભૂલ્યો નથી, અને લાગે છે, કે ભૂલી શકીશ પણ નહી છતા ભૂલવા હવે દ્રઢ નિશ્ચય છે મનને માગી–મનાવી એજ માર્ગે વાળી રહ્યો છું હૃદયમાથી ત્હારી રમ્ય મૂર્તિ દૂર ખસેડવા મથી રહ્યો છુ"

"વિનુ! મ્હે લાચારીથી લગ્ન કર્યા, એ ત્હને ન ગમ્યું ? એથી તુ રીસાયો છે ?"

"એ તો નસીબના ખેલ છે એમા આપણે શુ કરી શકીએ ? પરન્તુ હવે હુ ત્હને પ્હેલાની માફક ચાહી શકનાર નથી."

"કેમ ?"

"તુ એક વખત વરી ચુકી છે."

"સમજી! હુ વિધવા છુ, એજ વિચાર ત્હને ડગમગાવે છે ? નહી વારૂ ?"

"નહી! ધર્મ અને પ્રભુ મ્હને ડગમગાવે છે. તું મ્હને મ્હારા નિશ્ચયમા ડગમગાવે છે ગઈ કાલે ત્હારા લગ્ન થનાર છે, એ જાણ્યા પછી મ્હેં મ્હારા વિચાર અને ભાવના ફેરવ્યા છે. હુ ત્હને બ્હેન તરીકે ચ્હાવા અને પુજવા સકલ્પ કરી ચૂક્યો છુ મ્હને હવે એમાથી કૃપા કરી પાછો ન હઠાવ"

"જો એમજ છે, તો પછી મ્હારૂ શું ધાર્યું ?"

"પ્રાણીમાત્રની ચિન્તા પ્રભુને છે આપણુ ધાર્યું, કશુ થનાર નથી મનના મનોરથ એના ચરણે મૂક મ્હને સજતુ મ્હે કરી નાખ્યુ, હવે ત્હને સજતું તુ કોડી લે."

" વિનુ ! મ્હે ત્હારે માટે આવું ન્હોતું ધાર્યું ? "

" મ્હને પણ આવો પ્રસંગ આવશે, અને આવી કસોટીમાંથી પસાર થવું પડશે, એવો વિચાર શુદ્ધા ન્હોતો આવ્યો. પરન્તુ લાચાર ! પ્રભુને જે ગમ્યું એ ખરૂં ! એનો હરખ-સંતોષ કરી હવે નકામા હૈયા બાળવા શા કામના ? "

" જો ત્હારે આમજ કરવું હતું તો પછી "

" મ્હારી જરાય ઈચ્છા ન્હોતી, અને નથી, છતાં હું સર્વજ્ઞ અને ત્રિકાળજ્ઞાની ન્હોતો સમજી ? "

"વિનુ ! વિનુ ! તો શું તું એમ માને છે ? કે મ્હારા ખરેખરા લગ્ન લેવાયા છે ? સાચું બોલ ! હું પરણી છું ? હું રાંડી છું ?"

" હું તો નથી માનતો "

" તો પછી સમાજની નજરે તું કાં જુએ છે ! એની નજરે હું વિધવા છું પણ ત્હારી નજરે, પ્રભુની નજરે તો પવિત્ર છું હજુ અવિવાહિતજ છું "

" છતાં પણ . "

" લોકલજ્જાથી ડરે છે ? "

" નહી "

" તો પછી ? "

' ઇશ્વરથી આ પાપમાં પરવરતાં કોણ જાણે કેમ ! મ્હારી હિંમત નથી ચાલતી એનું કારણ હું જાતેજ નથી સમજી શકતો મ્હારૂં માથું ભમે છે મન મુઝાય છે શરીરે કંપારી છૂટે છે શું કરવું ! કશું સમજાતું નથી. ત્હને સમજાતું હોય તો સમજાવ. મ્હારી તો અક્કલ આમાં કામ નથી કરતી. "

*

"આ પાપ છે ?"

"અલબત્ત ! ઉષા ! ત્હારો અધિકાર ! ત્હારા કમનસીબે હવે ગયો છે. બ્હેન ! એક બંધુ તરીકે ત્હારો હાથ ઝાલવા હુ તૈયાર છુ"

"એમ ન બોલ ! હું તો હૃદયમા ચોવીસે કલાક ત્હારીજ છબી પધરાવી એને પૂજતી આવી છુ, પૂજુ છુ, અને આ જીવનભર પૂજીશ આ દેહ અને દીલ ત્હારાજ છે, અને ત્હારાજ રહેશે ઉષાએ વિનુને ચરણે જીવન સમર્પ્યું છે. પછી માર કે તાર ! ત્હને જેમ ગમે ! શોભે ! એમ કર"

"ઉષા ! ઉષા ! હવે તુ આર્યાવર્તની એક આદર્શ આર્ય-બાળ વિધવા છે ભરથારનુ સ્થાન ભ્રાતાની ભાવનામા ફેરવી નાખ વિધિની વિચિત્ર લીલાને ભાવે અભાવે વેઠી લે ધર્મ-જીવન ગાળી, ચિત્તને ! સંસારના વિષયી પ્રેમમાંથી, માયા મોહમાંથી વાળી, મ્હારામાંથી છૂટુ કર પ્રભુ-પ્રેમમા જોડ તુ એક પરાયા પુરૂષની અર્ધાંગના-જગતની દ્રષ્ટિએ થઇ ચૂકેલી છે વિધવા છે હવે ત્હારે મને હુ ભાઇ બરાબર છુ મ્હારો વિચાર સરખો ત્હારે ! અને ત્હારો વિચાર સરખો મ્હારે ! કરવો એ પણ હવે એક પાપ છે બ્હેન ! પાછી વળ ! જા અબળા-જન્મનો ઉદ્ધાર થાય, જીવ્યુ સાર્થક થાય, એ કર્તવ્ય હવે ત્હારે માટે ઉત્તમ છે"

"ઉદ્ધાર અને સાર્થક તો માબાપે કયારનાય કરી નાખ્યા છે હવે શુ બાકી છે ?"

"આત્મ-કલ્યાણ આત્માને ઓળખવો એટલુ શીખી જા. એટલે પછી બસ. બીજુ કશુ કરવાનુ ત્હને નહી રહે તુ દેવી થઇ દિવ્ય-ધામમા ચાલી જશે."

ભાગ ✤ ઝેરની પ્યાલી ✤ બીજો.




“સ્ટુ એને માટે શોકને બે શબ્દ કહ્યા” (વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૩)

(અરવિન્દાની આત્મકથા)

તા. હરજીવન છગનલાલ. મુદ્રક અને પબ્લીશર.

શ્રી નારાયણ પુસ્તકાલય, ટાવર રોડ-સુરત.

"અને તું ."

"હું ? મ્હારે માટે પૂછે છે ? હું આ જીવન અખંડ બ્રહ્મચર્ય-વ્રતનું પાલન ! ત્હારે ખાતર ! ઉષા ! ત્હારા પવિત્ર પ્રેમને ખાતર ! કરીશ મુંગો આત્મભોગ ધરીશ એમાજ મરીશ, અને જીવનની છેલ્લી પળે ઇશ્વરને એજ સ્મરીશ, કે સદ્‌બુદ્ધિ મૂકી સદાસર્વદા સન્માર્ગેજ પ્રેરે. આ જન્મે નહી તો અંતરની અભિલાષ આવતે જન્મે પૂરી કરે !"

"એટલું બધું ?"

"પવિત્ર-પ્રેમને ખાતર એ ભોગ વધારે નથી "

"તમે દેવ છો વિનુ ?

"તો તુયે દેવી થા મ્હને ભૂલી જા "

"મ્હારાથી દેવી નહી થવાય તેમ મ્હારે થવું યે નથી પુરૂષના હૃદય કરતા પ્રમદાના કાળજા કોમળ હોય છે, તે ખોટું નથી. તમારા જેવો દેવી અંશ ! સ્વાર્થત્યાગની ભાવના ! અને મન સંયમ બધામા તે ક્યાથી હોય ?"

"બહુ થયું પાપને પથે તું તનમાં નહી પણ મન-વચનમા તો ઉતરી ચૂકી છે મ્હને સાથે ન ઉતાર. તું અહીં વધુ ન થોભ .. નહીં તો કદાચ..."

"નહી તો શું ?"

"હું પણ ત્હારી સાથે ભૂલ કરી બેસીશ મહામુશ્કેલીએ સંયમ કેળવી, મન મનાવી, રોકી રાખેલા પ્રેમ-પયના ઉભરાનો વેગ નહી અટકાવી શકીશ "

"તેમા શું થઇ ગયું ? ઉભરાવા દે ! ભલે ઉભરાય આપણે બન્ને સાથે ભૂલ કરીશું ? ભૂલા પડીશું ભટકીશું ફીટ્કારાઇશું. અને એની શિક્ષા પણ સાથેજ સહન કરીશું. તમે પુરૂષ થઇ આટલા બધા ડરો છો શું ? હું અબળા ! આટલી બધી હીંમત રાખું છું ને !"

"તુ રાખે કારણ ? તુ હવે પરવારી ચૂકી છે જગતના–સસારના બધનોથી તુ હાથ ધોઈ ચૂકી છે હને તો હવે ઉપર આભ અને નીચે ધરતી છે પરન્તુ મ્હારે તો હજુ "

"દુનિયામા રહેવુ છે, ન્યાતની દરકાર છે ઘર માડવુ છે "

"ઉષા ! તુ એવુ અવળુ અવળુ ન બોલ હા ! પરન્તુ જાણી જોઇને પાપ કરવુ એ કોણે કહ્યુ ? જાણતા છતા ભુલ કરવી, અને પછી પાછળથી-પસ્તાવુ, એને શુ તુ પસદ કરે છે ? "

"તો તુજ કહે પ્રેમ વિનાનુ પરણવુ, અને સસાર માડવો, એ પણ શા અર્થનો ? શુ તુ પણ આ પવિત્ર પ્રેમને પાપ માને છે ? મ્હને અપવિત્ર અને કલકીની માને છે ? "

"નહી મ્હારો અતરાત્મા હને એક પવિત્ર કુમારીકાની દ્રષ્ટિએજ જુએ છે ચ્હાય છે પૂજે છે પરન્તુ ઉષા ! ત્હને દુનિયામાજ રહેવુ હોય, ન્યાતની દરકાર હોય, લોકની આખે ન ચઢવુ હોય, આ જગતમા નામ પાછળ નિર્મળ કીર્તિ મૂકી જવી હોય, તો વિવેકને ખાતર, લાજને ખાતર, કુળ–મર્યાદાને ખાતર, સમાજના નિયમો પાળવા પડશે "

"હુ કીર્તિ–ભૂખી નથી હુ તો કેવળ પ્રેમનીજ ભૂખી છુ મૂઆ પછી પાછળ ગમે એમ થાય એ મ્હારે નથી જોવુ જગતને મોઢે કાઇ ઢાકણુ દેવુ છે ? આપણી પીઠ પાછળ દુનિયા શુ બોલશે ? એ આપણે જોવા અને સાભળવા નથી રહેવુ "

"છતા ગમે તેવી પણ તુ એક આર્ય બાળ–વિધવા છે પુનર્લગ્ન કોને માટે ? જે પોતાના મનને ન મારી શકે એને માટે "

" મ્હને આમ હતાશ શા માટે કરે છે ? "

" સમાજ શુ કહેશે ? "

" એને ઠોકરે મારો. "

" કબૂલ ત્હારા માબાપ, સગા-વ્હાલા એ બધાને પૂછ્યુ ? "

" માબાપની મન્જુરી મેળવીનેજ અહીં આવી છું સગાવ્હાલા કોઇ બીજા છેજ નહી છતા પણ હશે, અને જો તેઓ મ્હારી આડે આવશે, તો મ્હારા સ્વાર્થને ખાતર હુ એ તમામને પણ તજીશ કારણ ? દુનિયા આખી સ્વાર્થી છે તો પછી મ્હને એકલીનેજ નિ સ્વાર્થી બનવુ કેમ પાલવે ?"

"ત્યારે તુ મ્હને નથીજ ભૂલી શકતી, એમજને ?"

"આ જન્મમા તો કદાપી નહી"

"ઉષા ! તુ મ્હને ખરા જીગરથી ચ્હાય છે ?"

"એવી શકા પણ શા માટે ?"

"પવિત્ર પ્રેમથી ચ્હાય છે ?"

"હૃદય ચીરી ખાત્રી કરો ! કયાં તો તમારા દીલને પૂછી જુઓ"

"તો આપણે એકમેકને સદાને માટે ભૂલી જઇએ, અને આ ભૂલ કરતા અટકીએ, એવો કોઇજ રસ્તો ત્હારી ધ્યાનમા નથી ?"

"ના એક છે ..પણ એ તો "

"કયો ?"

"મરીએ, તોજ ભૂલીએ."

"બરાબર છે ઉષા ! હવે હું ત્હને સ્વિકારવા-મ્હારી કરવા તૈયાર છું"

"તો પછી વાર શા માટે ?"

"પણ રામચદ્રે સીતાના પતિવ્રતપણાની પ્રતિતિ અગ્નિ-પ્રવેશ કરી કરી હતી, એ ત્હને સાભરે છે ?"

"હા."

"તો હું પણ ત્હારી આત્મશુદ્ધિ જોવા ચાહું છું ત્હારા પવિત્ર પ્રેમની પરીક્ષા કરવા ઇચ્છું છું"

"ખુશીથી કર. હુ પરીક્ષામા બેસવા તૈયાર છુ"

"તો જરા બેસ હુ આ આવ્યો"

× × × ×

વિચારગ્રસ્ત ઉષાને ત્યાજ છોડી વિનુ અદરના ખડમા ગયો થોડી વારે તે બહાર આવ્યો તેના ધ્રુજેરાયલા હાથમા એક કાચની પ્યાલી હતી તેમા કોઇક પાણી જેવો પ્રવાહી પદાર્થ હતો

"ઉષા! આ શુ છે? એની ત્હને ખબર છે?"

"ના"

"ઝેર"

"હૈ? ઝેર? એ કયાથી આણ્યુ?"

"કાલે ત્હારા લગ્ન થનાર છે, એ સાભળતાજ મ્હારૂ જીવન સંહારવા હુ એ ગઇ પરમત્તિે લઈ આવ્યો હતો."

"એ મ્હને શા માટે આપે છે?"

"લે મ્હને ભૂલવાનો આ ઉપાય પી જા ચાલ ઉતાવળ કર"

"પરન્તુ કાઇ કારણુ?"

"તુ મ્હને સદાને માટે ભૂલી જાય, એટલાજ માટે મ્હારૂ સ્મરણુ કરી ત્હારો વિમલ-વૈધવ્ય-ધર્મ ન ચૂકે, એટલા માટે"

"પરન્તુ મ્હારે તમને ભૂલવાજ નથી તેનુ કેમ?"

"તો પવિત્ર પ્રેમની કસોટીને ખાતર! આ પ્રેમની **પ્યાલી** પીજા".

"વિનુ ! વ્હાલા ! આ શા ગાડા ! આવી ઉગતી યુવાનીમા એવા તે આપણે શા સસાર-સુખ ભોગવ્યા ! શા લ્હાવા લૂટી લીધા ! શું ધરાયા ? કે મરવુ ગમે ? અરે ! શય્યામા પડેલા એસી વર્ષના વૃદ્ધને પણ જીવ તો બહુજ વ્હાલો હોય છે"

"બસ કર ! હવે મ્હને કહેવા દે, કે તુ મ્હારા સાચા પ્રેમની પ્યાસી નહી, પરન્તુ વિષય અને મોહની દાસી છે પ્રેમઘેલી નહી, પરન્તુ મોહઘેલી છે પવિત્ર પ્રેમના પથીઓ તો જરૂર પડતા એકેકને માટે પોતાના પ્યારા પ્રાણ પણ પાથરી શકે છે પ્રાણ-વિસર્જન એ એને મન શી વિસાત ?"

આટલુ કહ્યુ છતા ઉષાની હિમત એ મોઢે માડતા ન ચાલી વિનાયક તો કેવળ એનુ પાણીજ જોવા માગતો હતો પ્યાલીમા ઝેર ન્હોતુ કેવળ સાદુ પાણીજ ભરેલુ હતુ છતા ઉષાને એ ઝેરજ ભાસતુ હતુ તેનુ દીલ ડગમગ થતુ જોઇ, વિનાયક બોલ્યો

"લાવ ! ત્હારાથી ન પી વાય, તો હુ પી બતાવુ મ્હને એ આપી દે."

"ના ના વિનુ ! હુ ત્હને ખરેખર ! ચ્હાઉં છુ પણ પણ ."

તે પ્યાલી તેણે વિનાયકના હાથમાથી ઝપને ઝરે લીધી, પરન્તુ હોઠ પાસે લાવતા ધ્રુજવા અને ગભરાવા લાગી તેની વાણી અચકાતી હતી.

"થોભ ! તુ એકલી મરતા અચકાય છે ત્યારે આપણે બંને સાથેજ પીએ" બોલતાજ વિનુ પાસેના ખડમા દોડયો એક બીજી પ્યાલી લઈ આવ્યો. તે મોઢે માડતા બોલ્યો, "જો હું પી બતાવુ..."

વિનુના હાથમા ઝેરની પ્યાલી હતી એનો ગગ કાઇક લાલાશ ઉપર હતો જોતજોતામા વિનુયે તો એ ઝેરની પ્યાલી મોઢે માડી, એક ઘુટડો ભર્યો પછી પાછી ટેબલ ઉપર મૂકી દીધી

હાથમા ખોટી પ્યાલી છે, એવી ઉષા ઘડીભર વિસ્ફારિત નયને એની આ હિમત તરફ જોઈ રહી ઝેરની અસર થવા લાગી થોડીજ વારમા વિનુ માથે હાથ દઇ જમીન ઉપર બેસી ગયો

હવે ઉષાનુ ધૈર્ય ખૂટયુ તેણે પણ વિનુનુ જોઇ પોતાની પ્યાલી કઠમા ખાલી કરી દીધી પણ તેમા તો પાણી હતુ જમીન ઉપર પડેલો વિનુ ખડ-ખડ હસતો બોલ્યો, "બસ કે ? ઉષા ત્હે પીધુ તો ખરૂ, પણ એમા ઝેર ન્હોતુ ખરૂ ઝેર તો મ્હેજ પી બતાવ્યું છે ત્હને તો પરીક્ષા કરવા ખાલી પાણી ભરી આપ્યુ હતુ "

વિનુના આ શબ્દે ઉષા ચોકી તે ગદ્દગદ્દ કઠે બોલી "હે ! શુ ? ત્યારે હુ અભાગીનીને ત્હે ઠગી ?"

"નહી, ત્હારૂ દીલ જોવુ હતુ, ને જોઇ નાખ્યુ "

"તો વિનુ ! શુ તુ એમ ધારે છે કે હવે ઉષા ત્હારા વિના આ દુનિયામા રહેશે ?"

"એ હવે મ્હારે નથી જોવુ "

"નહી એ પણ જોનો ના ઉષા ત્હારેજ ખાતર જીવી છે, અને ત્હારેજ માટે ! ત્હારી પૂઠેજ હવે મરશે "

ટેબલ ઉપરની ઝેરની પ્યાલી ઉપર તેની નજર પડી તેમા થોડો ભાગ હજી રહી ગયો હતો ઉષાએ તે ઉપાડી "જો.. વિનુ એજ ઝેરની પ્યાલી. ખરેખ- -

પ્રીતિના પથની વચ્ચે રહ્યા કંટક તરૂ ફાલી,
ગૂમાવ્યા પ્રાણ, કંઇ પાગલ બન્યા એ પથ પર ચાલી
પરણવું પ્રાન ત્રિણ એથી પ્રભુની વાટ છે વ્હાલી,
પરસ્પર પ્રેમને ખાતર પીવાતી ઝેરની પ્યાલી

થોભ! હારી ઉષા! હને ખરા દીલથી ચ્હાય છે, એ જોયા વિના, તું ન જઇશ"

તે ઘુંટણીએ પડી! આંખો મીંચી દીધી હૃદયમાં શ્રીપતિનું ધ્યાન ધરી તે મ્હોટે સ્વરે બોલી, "પ્રભુ! આ અભાગીની ઉષાની છેવટ એકજ યાચના અને અભિલાષા છે, તે પૂરી કરજે

આ જન્મમાં આપ્યા ન પણ આગામી-જન્મે આપજે,
જોડા વિનાયક ને ઉષાની હે પ્રભો! તું સ્થાપજે
આશભર્યા મરીએછ એની નોંધ નોંધી રાખજે,
અભિલાષ અંતરની પૂરી તું એક વેળા પાડજે"

વિનાયકને હજુ ઝેરની અસર બહુ-પ્રમાણમાં ન્હોતી થઇ ઉષાને આત્મહત્યા કરતી અટકાવવા તે જમીન ઉપરથી ઉઠ્યો. વિનુના આત્માને ઉષાનો માયાવી પ્રેમ હવે અદ્રશ્ય થયો હતો પવિત્ર પ્રેમથી એનું હૃદય હવે ઉભરાઇ રહ્યું હતું. ઉષા એ પ્યાલી મોઢે માંડે તે પ્હેલા વિનાયકે તે ઝૂંટવી લીધી

"થોભ! ઉષા! હારે હજુ મરવાની વાર છે'

વિનાયકે એ ઢોળી નાખી ઉષાના મુખમાંથી "અફસોસ!" એવો ઉદ્‌ગાર બ્હાર પડી ગયો વિનુ પુન લથડી પડ્યો. મરતાં પ્હેલા એ

ઉષાની આંખ ઉઘાડતો ગયો પવિત્ર પ્રેમ શું છે? કોને કહે છે? એ સમજાવતો ગયો.

ઉષા એના અચેતન શબ ઉપર પડી ખૂબ રડી વિનુની જીભ ખેંચાતી હતી. ઉષા બોલી 'વિનુ! વિનુ! આ શું કર્યું?"

"કુળ કૂખ .કીર્તિ સાચવજે"

'ઉષાએ એના મોઢા ઉપર પાણી છાંટયું અને કંઇક શુદ્ધિ આવી

"વિનુ! મ્હારા વિનુ! ઉષાને ખાતર તું મરી શકે છે, અને ઉષા! વિનુને ખાતર નહીં? ના ના જ્યા વિનુ! ત્યાંજ ઉષા!"

"પા ણી" વિનુના મુખમાંથી ઉચ્ચાર નીકળ્યો

ઉષા માહેના ખંડમાં પાણી લેવા દોડી સફેદ સોમલની ભુકીની પડીકી પડેલી ઉષાએ ત્યાં જોઇ એમાં હજુ થોડી દવા રહેલી રહી હતી તુર્ત તે ઉપાડી પાણીમાં નાખી પ્યાલી ભરી એ વિનુ પાસે લાવી વિનુના સુકાતા મ્હોમાં તેણે પાણી મૂકયું મુખમાં પાણી પડતા વિનુએ જરા આંખ ઉઘાડી તેને બતાવતા ઉષાએ પેલી નવી બનાવેલી ઝેરની પ્યાલી કંઠમાં ખાલી કરી દીધી

"ઉષા! ઉષા! આ શું કર્યું?" બળાત્કારે વિનુ આટલા શબ્દ બોલ્યો

"ત્હારી પાછળજ આવુ છું વિનુ!"

હવે વિનુના હૃદયમાં ઉષાનો પ્રેમ ઠસ્યો તેણે ઉઠવાને ફાંફાં માર્યાં. ઉષાને હજુ ઝેરની અસર ન્હોતી થઇ તેણે એને ઉભો કર્યો લથડીયા ખાતા વિનુની આંખમાં પાણી હતા તે બે હાથ લંબાવી બોલ્યો.

"ઉષા! ઉષા! તું હવે દેવી થઇ છે. સત્ય પ્રેમનું રહસ્ય સમજી છે. આવ! મરતી વખતે ત્હારી આજ્ઞા હું પૂરી કરૂં."

" શું આપ મ્હને સ્વિકારો છો ? "

" હા, આવ કેવળ એક ક્ષણને માટે વિધવા ટળી સૌભાગ્યવતી થા આવ, અંતરની અભિલાષા આપણે બંને મરતી વખતે પૂરી કરીએ "

ઇશ્વરી લીલા ! કેટલી અગમ્ય ! મરતા વિનુના દિલમાં વિશ્વેશ્વરે વાસો કર્યો તેનું દીલ પલટાયું પવિત્ર એવી ઉષાની આંખમાં હર્ષાશ્રુ આવ્યા તે દોડી વિનુએ તેને છાતી સરસી ચાંપી એક છેવટની ચુમી લીધી

તેજ પળે તે પછડાઇ પડ્યો ઉષા મરતા મરતા વિનુને વરી રડતી ઉષા હસતે મુખે મરી વિનુના અંગની ઉપર તે પણ શબવત્ થઈ ઢળી પડી

વિનુએ પોતાનો પ્રાણ છોડ્યો, તે પછી બેજ કલાકને અંતરે ઉષા પણ આ લોકથી નીકળી ચૂકી ઉભય પ્રેમીઓ એક પળ વારને માટે પરણી, પ્રભુ-પથે સંચર્યા મૃત ઉષનો એક હાથ વિનુના કંઠમાં પરોવાયલો હતો, જ્યારે બીજો તેના હૃદય ઉપર હતો

એકજ જગાએ, એકજ રીતે, અને એકજ વખતે આ ઉભય પ્રેમના પ્રવાસીઓ એક સાથે ચિર નિદ્રા લેવા સુતા સુતા એ સુતા પુન ન ઉઠ્યા. જગતે એમના પુણ્ય-નંદન એ પછી ફરી ન જોયા

વાચક ! સમાજને ખાતર ! પોતાના પ્યારા પ્રાણો પાથરતાં આવા દૈવી દંપતી-યુગલની ઉપર એક અશ્રુ તો અવસ્ય વેર !



આખરે વિમળાની પસંદગી, અને અનુમતિથી શેઠે એક ગરીબ ન્યાતના યુવાનને ઘરજમાઇ તરીકે રાખી, તેની સાથે વિમળાના લગ્નનો પ્રબંધ કીધો. આ યુવાન વિમળાના સ્વરૂપ ઉપર નહી, પરન્તુ તેના પૈસા ઉપર લલચાયો હતો. તે વિમળાને નહી, પરન્તુ તેના અઢળક વારસાને પરણ્યો હતો.

તેના ઉપલકીઆ કૃત્રિમ પ્રેમમાં અંજાઇ જઇ, વિમળાએ પરણવાની હા પાડી. પરન્તુ પરણ્યા પછી ઝાઝી-પ્રીતિ ધણીને અનતી રાશ ન આવી. ભાડુતી પ્રેમ તે ક્યાં સુધી નભે? એક વેળા એકાન્તમાં પોતાના પરણ્યા પતિથી અસંતુષ્ટ એવી વિમળાએ નોકરી-પાલક પિતાની પાસે પોતાનું અંતર દુઃખ રડી. શેઠે બીજેજ દિવસે એ ઘરજમાઇને બે ચાર કડવી-મીઠી સંભળાવી દીધી. આજમાનની અર્ધદગ્ધ અંગ્રેજી કેળવણી પામેલા એ યુવાનનો પિત્તો એકદમ ઉછળી ગયો. તે તેજ પળે વિમળા અને તેના ઘરને છોડી ચાલ્યો ગયો.

વયોવૃદ્ધ સુમનચંદ્રના દીલમાં આથી કારી-ઘા પડ્યો. વિમળાના દુઃખે તે માંદો પડ્યો. વિમળા પોતાના પાલક પિતા પાસે બેસી આખો દિવસ આંસુ ઢાળતી. શેઠે પોતાના એક વિશ્વાસુ માણસને વિમળાના પતિને સમજાવીને પાછા લાવવા મોકલ્યો. એક માસ નીકળી ગયો. શેઠનો વિશ્વાસપાત્ર મુનીમ લાભે રમણે સ્નાન સમાચાર લઇ પાછો ફર્યો.

"કેમ? રમણલાલ શી ખબર?" શેઠ પથારીમાં સૂતા સૂતાજ પ્રશ્ન કર્યો.

"દૈવ રૂઠ્યું લાગે છે" રમણલાલે નિશ્વાસ નાખ્યો.

"કેમ? વિમળચંદ્રની (વિમળાનો પતિ) કશી ભાળ ન મળી?"

"મળી છે, પરન્તુ એ ન મળ્યા જેવીજ."

"એમ કેમ બોલે છે ?"

"ત્યારે શું કહું ? અચાનક મોટર નીચે આવી જતા પરમદિવસે એમણે સંસાર-યાત્રા પૂરી કરી છે"

'ઓહ ! પ્રભુ "

વિમળા પલંગ ઉપરથી ઉથલી નીચે પડી શેઠના કહેવાથી રમણલાલ તેને શુદ્ધિમાં લાવવાના ઉપાયો કરવા લાગ્યો બે દિવસે શેઠને જરા આરામ થયો

વિમળા પોતાના કનનસીબ ઉપર આખો દિવસ રડવા કરતી સુમનચંદ્ર આ બાળવિધવાનો સૌભાગ્યવેશ ન્હાલો ઉતરાવ્યો છતા તેઓ જુના જમાનાના માણસ હોઇ, ધર્મચુસ્ત અને સુધારાના દુશ્મન હોવાથી વિમળાના પુનર્લગ્ન કરવામાં ન્હેતા માનતા "કોઇ શું કરે ! ત્હારા નસીબને વાંક" કહી તેઓ યુવાન વિમળાને નિર્મલ વૈધવ્યવ્રતનું પાલન કરવા ઉપદેશ દેતા

રમણલાલ શેઠની મિલકતનો તમામ વહીવટ રાખતો યુવાન વિમળાનું દુઃખ દૂર કરવા તેણે શેઠને એક વાર એકાન્તમાં કહ્યું "શેઠજી ! મ્હારે તમને એક વિનતી કરવાની છે"

"શું ?"

"વિમળા બ્હેનના પુનર્લગ્ન ન થાય ?"

"શું બોલ્યો ? પુનર્લગ્ન ! અને તે પણ વાણીયા-બ્રાહ્મણની ન્યાતમાં ?"

"પણ એમાં શું ખોટું છે ?"

"અરે વાહ ! ખોટું કેમ નહી ? જો બધીજ ન્યાતમાં નાતરા થાય, તો પછી વાણીયા-બ્રાહ્મણ અને ઘાંચી-ગોલામાં ફેરજ શો રહ્યો ?"

"ફેર આપણે માનીએ છીએ ઇશ્વરે થોડા ઉચ્ચ-નીચ સર્જ્યાં છે ?"

"ત્યારે ?"

"સહુ સહુના કર્માનુસારે અર્થાત્ ધધાને લઇ જુદી જુદી ન્યાતમા વ્હેચાઇ ગયા "

"જા જા ત્હારી પડીતાઇ ત્હારી પાસે રહેવા દે ત્હારૂ કામ કર "

શેઠના ક્રોધી સ્વભાવથી પરિચિત રમણુનાન વધારે ન બોલ્યો પરન્તુ આ બધુ બારણાને ઓથે છૂપાઇ રહી વિમળાએ સાભળ્યુ. રમણુલાલ પોતાના હિતમા છે, એ ભાવનાએ તેના હૃદયમા સ્થાન મેળવ્યુ તેની આખોમા એજ દિવસથી રમણુલાલ ખૂચી ગયો ન પ્રસગના પ્રસગ કાઢી ને રમણુલાલ સાથે વધારે પડતુ બોલવા અને હસવા લાગી રમણુલાલ પણ ભાવિના અનેરા લેખને આધીન થઇ એની મોહીનીમા અજાયો ઉભય એકમેકને છૂપા ચ્હાતા શીખ્યા

રમણુલાલ શેઠનીજ ન્યાતનો હોઈ, કઇક સુધરેલ વિચારનો હતો. અક્ષતયોનીની આવી બાળવિધવાઓના પુનર્લગ્નમા તે માનતો હતો. ન્યાતમા કન્યાની અછત હતી, તથા શેઠની સાથે જે પચીસ-પચાસ લાગતા વળગતાઓ શેઠનો પક્ષ કરી ન્યાતબ્હાર રહ્યા હતા, તેમા એ પણ એક હતો.

પરન્તુ રમણુલાલમા વિમળાનો હાથ જાહેરમાં ઝાલવા જેટલી હિમત અને મનોબળ ન્હોતા ઉભય છૂપી રીતે, ઘરને ખૂણે, અનાચારને પથે ઉતર્યાં કારણુ સમાજ તેમને ખુલ્લા દીલે તો પુનર્લગ્નની છૂટ આપે એમ ન્હોતી.

રમણલાલ અને વિમળાનો આડો સંબંધ દિવસ જતાં ગાઢો થવા લાગ્યો. આખરે વિમળાના વૈધવ્યને કૃષ્ણ-ડાઘ લાગ્યો. રમણલાલના સંસર્ગથી તેને ગર્ભ રહ્યો.

અંગેઅંગમાં પરિવર્તન થતાંજ ઉભય પાપી-દીલો ગભરાયાં. રમણલાલ હવે વિમળાને બહુજ ઓછો મળવા લાગ્યો. પોતાનું પાપ પકડાઇ જશે, તો આખી ન્યાતમાં હો-હા થઇ જશે, એ બ્હીકે આડાં અવળાં બ્હાનાં બતાવી રમણલાલે શેઠની નોકરી બીજેજ દિવસે છોડી દીધી. વિધવા વિમળાને એની ખબર ન પડી.

તાબડતોબ બસો-પાંચસો ખાત્રા આપી રમણલાલે પોતાને દેશ જઇ ઘર માંડયું. જ્યારે ઘણા દિવસ થયા અને રમણલાલ ન દેખાયો, ત્યારે વિમળાએ પોતાના પિતાને પુછયું, "રમણલાલ હમણાં કેમ દેખાતા નથી?"

"એણે તો બહુ દિવસ થયા રજા લીધી."

"હેં? ક્યારે?"

રમણલાલે રજા લીધી, એ સાંભળી વિમળા ચમકી. તે જોઇ શેઠ વિસ્મય પામ્યા. "તેમાં તું શાની ચમકે છે? એ તો અહીંથી રજા લીધા પછી પરણ્યો પણ ખરો, અને "

"શું?"

"હાલ ઘણું કરીને પોતાની વહુને લઇને પોતાને દેશ ગયો છે."

પાપ ક્યાં સુધી છૂપું રહે? ગર્ભવતી વિધવાનું પેટ હવે છૂપું રહેવું અશક્ય હતું. વિમળા "રમણલાલના ગમન"ના સમાચાર સાંભળ્યા પછી હિંમત હારી ગઇ. એક રાત્રે વિમળાના પેટમાં પુષ્કળ યાતના થવા

આડી ન છૂટકે તેણે પિતાને એ વાત કહી દીધી સુમનચદ્ર તુર્તજ એક **લેડી ડાકટરને** તેડી લાવ્યા

વિમળાના અગમા સ્વાભાવિક પરિવર્તન તથા ગર્ભવતીના ચિહ્નો જોતાજ લેડી ડાકટર તેનો રોગ સમજી ગઇ શેઠને કાનમા તેણે કહેવાનુ કહી દીધુ સુમનચદ્ર વિમળાની પાસે આવ્યા

" વિમળા ! આ શુ કર્યું ? "

" પિતાજી ! મ્હને માફ કરો એમા મ્હારો દોષ નથી. "

" ત્યારે ? "

"તમારો પોતાનો છે ન્યાતના રાક્ષસી–રૂઢી–બધનોને વળગી રહેવા જતા તમે મ્હારા સુખનો અને સૌભાગ્યનો વિચાર સરખો નથી કર્યો ?"

" એટલે ત્હે આ પગલુ લીધુ કેમ ? "

" ત્યારે શુ કરૂ ? ઇદ્રિય–નિગ્રહ હુ ન કરી શકી આશાભરી, નાહાન, યુવાન, અને અણસમજુથી આ રસ્તે ઉતરી જવાયુ "

" શુ ઉજળુ મોઢુ લઇ આ બધુ બોલી રહી છે ? "

" જો તમેજ મ્હને પુનર્લગ્ન કરાવી આપ્યા હોત, તો પછી મ્હારે આ કાળુ મોઢુ કરવાનો વખત ન આવત પિતાજી ? એમા આપનીજ ભૂલ છે "

" ચાલ, નીકળ મ્હારા ઘરમાથી એક હલકી નાચનારીની તુ છોકરી ! ત્હારો બાપ એક બદમાશ અને પાજી ! હા ! પછી ત્હારામા સારા સસ્કારની આશા તે કયાથી રખાય ! હુજ ભૂલ્યો અતે જાત તે જાત, અને કજાત તે કજાત. બાવળના દોડે અતે કાટાનેજ જન્મ આપ્યો. "

"બહુ થયું મ્હારા પાપે મ્હારા મૃત માતા-પિતાને આપ ન નિન્દશો અત્યાર સુધી પાળી એ બદલ આપનો આભાર ! હુ આપની આબરૂ સાચવવા આજ ક્ષણે આપનુ ઘર તજી જઇશ "

"આ રસ્તો પડયો ચાલતી થા બાપ તેવા બેટા ! અને મા તેવી દીકરી ! માતા જેવા ઉજળા (!) કામ કરી, તુયે ઉજળી કીર્તિ પાછળ મૂકી નામ અમર કર ભલે કે ભુંડે કામે ! નામ તો રહેશે "

સુમનચંદ્રના આ માર્મિક વાક્બાણો વિમળાથી ન સહી શકાયા તે રાતોરાત ઘર તજી નીકળી સુમનચન્દ્રે પણ તેને જતી ન અટકાવી. બીજેજ દિવસે પ્રભાતના 'સુમનચન્દ્રે આપઘાત કર્યો,' એ ખબર વાને વેગે શહેરમા પ્રસરી ગઇ ઘણી તપાસ કરી પરન્તુ વિધવા વિમળાનો પત્તો કોઇને ન લાગ્યો

આત્મહત્યા કરતા પ્હેલા સુમનચન્દ્ર પોતાની મિલકતની શી વ્યવસ્થા કરવી તેનુ ખત તૈયાર કરી ગયા હતા આમા વિમળા એ શબ્દજ ન્હોતો આખીયે મિલ્કત ધર્માના ફડમા આપી દેવા તેમણે લખ્યુ હતુ

વિમળા ! ગર્ભવતી વિધવા મધ્યરાત્રે લલાટે હાથ મૂકી, પડતી, ઉભી થતી, આખ મીચી રસ્તો કાપી રહી હતી તેના પગ ન્હોતા ઉપડતા આખમાથી ખળખળ આસુઓ પડી રહ્યા હતા. માથુ ઉઘાડુ હતું વાળ છૂટા થઈ વીખરાઇ ગયા હતા. તેનામા ચાલવાની શકિત ન્હોતી શહેરથી તે ઘણીજ દૂર નીકળી ગઇ

એને કંઠે પાણીના શોષને લઈ કાટા પડયા હતા થાકીને લોથ-પોથ થઈ ગયેલી વિમળાને મોઢે ફીણ ભરાઇ આવ્યા એક ખેડુતની ઝુપડી પાસે આવી તે ઢળી પડી

## પુષ્પ:-૬ ઠું.

### "સમાજનું પાપ."

—(૦)—



"પા...ણી" વિમળાના મુખમાથી ભાગ્યો તૂટ્યો ઉદ્દગાર બ્હાર પડ્યો

ઝુપડીમા એક ખેડુતનુ દયાળુ દંપતિ-યુગલ રહેતુ હતુ તેમને કાને વિમળાના પડવાનો ધબકારો અને અવાજ પડયા ન્હાનકડો દીવો લઈ તેઓ બ્હાર આવ્યા અનાથ વિમળાને પડેલી તેમણે જોઇ

ખેડુતની સ્ત્રીએ ખાટલો ઢાળ્યો આ પરગજુ ધણી-ધણીયાણીએ વિમળાને ઉંચકી એ ખાટના ઉપર સુવડાવી. તેના મોઢામા ખેડુતે પાણીના ટીપા મૂક્યાં વિમળાએ આખો ઉઘાડી

ખેડુતની પત્નીની દ્રષ્ટિ વિમળાના અગ ઉપર પડી ગર્ભવતી સ્ત્રીના ચિહ્ન તે કળી ગઇ. પોતાના પતિને ઝુપડીમા જવાનુ કહી તે વિમળા પાસે બેઠી થોડો વખત પછી વિમળાને છૂટાછેડા થયા અધૂરે માસે અટલ રાનમા એને એક અર્ભકી અવતરી

એ પછી ત્રેક આખો દિવસ કેમ ગયો? એની ખબર વિમળાને ન પડી જ્યારે બીજે દિવસે તે ભાનમા આવી, ત્યારે તેણે આખો ઉઘાડી ખેડુતની સ્ત્રીને પોતાની પાસે બેઠેલી જોઇ

"બ્હેન! હું કયા છુ?" અસ્વસ્થ, અને અશક્ત વિમળાએ પડયા પડયા પ્રશ્ન કર્યો.

"તમે અને તમારી છોકરી બંને સહીસલામત છો, બ્હેન !"

"છોકરી ?" હવે વિમળાને કંઈક પ્રસવકાળની સ્મૃતિ થઇ "મ્હારી છોકરી ? ક્યાં છે ?"

ખેડુતની સ્ત્રીએ એને વિમળાના હાથમાં મૂકી એક મીઠી ચુમી માતૃના વાત્સલ્યે ભરી તે એને ક્ષણભર જોઇ રહી તે પછી વિમળાની આંખમાંથી આંસુના બિન્દુ સરવા લાગ્યાં

"તમે રડો છો કેમ ?"

વિમળાએ જવાબ ન આપ્યો એનું ધ્યાન એની નાજુક અર્ભકીમાં હતું "હાય ! આનું શું થશે ? આ મ્હારૂં જીવતું અને જાગતું પાપ ! ના, ના, મ્હારૂં નહી સમાજનુ પાપ એ જીવશે તો ! તો મ્હારૂં નામ અમર કરશે તેના કરતા તો એ મરે, એજ વધારે સારૂં છે"

પળવારમાં આવા સેંકડો વિચાર તેના મગજમાંથી પસાર થઇ ગયા. પોતાના પાપવૃક્ષનું આ ફળ તે વધુ વાર ન જોઇ શકી એણે વગર વિચારે એને નીચે ફેંકી દીધી.

"હા હા " ખેડુતની સ્ત્રીના શબ્દો એના મુખમાંજ રહ્યા. તરતનું જન્મેલું કોમળ દુધીયું બાળક જમીન ઉપર પછડાયું પછડાતાંજ એકી ચીસે એના રામ રમી ગયા

"અરેરે ! બ્હેન ! તમે આવા નિર્દય ! એ બાપડી મરી ગઇ" દયાળુ ખેડુતની સ્ત્રીની આંખમાં આટલું કહેતા આંસુ આવી ગયા.

"મરવા દે. ભલે મરી ગઇ એ મરી ગઇ તો સુખી થઈ જીવી હોત, તો કોણ જાણે કેવાયે બુરા હાલ થાત મ્હારા જેવી અભાગીનીને પેટે પડનાર એ કમનસીબ બાળક મ્હારી પાસેથી મૃત્યુ વિના બીજો શો લ્હાવો પામે ? મ્હને એના જન્મથી હર્ષ ક્યાં થયો હતો ? કે એના મ્હોતથી શોક થાય ! હુંયે હવે જઇશ હા જરા પા ..ણી"

ખેડુતની સ્ત્રી વિમળાના આ ગાંડાઘેલા બોલથી આશ્ચર્ય પામી વિમળાને તેણે દુખને લઈ દિવાની થઈ ગયેલી ધારી પાસે એક ત્રાંબાનો લોટો પડેલો હતો તે ભરી તેણે વિમળાના હાથમાં આલ્યો વિમળાએ એ મોઢે માંડયો

"બ્હેન ! તમે ગાંડા ન કાઢો તમને જલ્દી સારૂ થઈ જશે તમે ક્યાં રહો છો ?" ખેડુતની સ્ત્રીએ માયાળુ શબ્દમાં પૂછયું

"મ્હારે ઘરબ્હાર, સગાં–વ્હાલાં કોઈ નથી હુ આખી દુનિયામાં એકલી છુ. હુ કોઇની નથી, કોઇ મ્હારૂ નથી દુનિયાની આંખે હુ એક વિધવા, અને વ્યભિચારીણી છુ મ્હને ઉપર આભ અને નીચે ધરતી છે. સહુ કહે છે, કે આ મ્હારૂ પાપ છે, પણ ના. બ્હેન ! આ સમાજનુ પાપ છે હાય ! તમને શુ કહુ ? મ્હારૂ આ અભાગી જીવન દુનિયાને નથી જરૂરનુ ! મ્હારૂ આ નસીબ ફુટી ગયેલુ છે, બ્હેન "

આ છેલ્લા શબ્દે તેણે જળ ભરેલો લોટો માથામાં ઠોકયો એનુ માથુ ફુટી ગયુ તેનુ ચન્દ્રવદન લોહીથી ભિંજાઇ ગયુ અર્ધો કલાક બેભાન રહી તેણે દયાળુ જગતનિયતાના દરબારનો આશરો લીધો.

વિમળા ! વિધવા વિમળા ! આમ એકાએક અણધારી જગ્યાએ ચિર નિદ્રામાં સુતી એને આખરના અગ્નિસંસ્કાર પણ એક ખેડુતે કર્યા

ઓ નિર્દય હિન્દુસમાજ ! પુનર્લગ્નના પ્રતિબંધે આવી કેટલીયે અનાથ બાળવિધવા–વિમળાઓ ભરયુવાનીમાં આવા અયોગ્ય કર્મો કરી આત્મહત્યા કરતી હશે ! એનો જરા વિચાર કર ! વિમળાના આ અકાળ મ્હોતે ! આપઘાતે ! ત્હારા રોમેરોમમાં જ્વાળા કાં સળગતી નથી ? જે સમાજ પોતાની યુવાન વહુ–દીકરીઓને આવા કાળા કર્મો કરતી, આંખો મીંચી જોયા કરે, અને એમને માટે કાંઈ પણ પગલાં ન ભરે ! એવી સમાજના નામ પર થૂ છે, શતશ ધિક્કાર છે

# પુષ્પ:–૭ મું.

## "પાગલ પિતા"





"તમે માબળા છો કે? આમ કપાળે હાથ દઇ શા વિચારમા પડયા છો?" લીલાવતીએ પોતાના પતિ બસીધરને પ્રશ્ન કર્યો

"વિચાર સસારનો! આ સળગી ગએલા ઘરનો બીજો શાનો કરવાનો હોય? કહે તુ શુ કહે છે?"

"ઉષાને ગયાને ઘણી વાર થઇ, છતા એ હજુ પાછી નથી ફરી મ્હારૂ જમણુ નેત્ર ફરકે છે મ્હારો જીવ ગભરાય છે મધ્ય રાત્રિ તો થવા આવી."

"તેને શુ છે?"

"હોય શુ? મ્હને ફિકર થાય છે આવી મોડી રાત્રે! એક જુવાન છોકરી એકલી બ્હાર જાય, અને તે પણ આટલી મોડી રાત સુધી પાછી ન ફરે, એ કેટલુ બધુ અજાયબ! તમે ત્યા જાવ! વિનાયકને ત્યા જઇ તપાસ કરો મ્હારૂ હૈયુ હવે હાથમા નથી રહેતુ"

લીલાવતીના આ શબ્દોએ બસીધરને ભાન આવ્યુ ને કપડા પ્હેરી વિનાયકને ત્યા આવવા નિકળ્યો.

× × × ×

વિનાયકની ઓરડીના ખાલી દ્વારે બસીધરે સહજ હડસેલતાની સાથેજ ઉઘડી ગયા માહે પ્હેલુજ પગલુ મૂકતા બસીધર સ્થભી ગયો. એ ભયકર દ્રશ્ય ! બે પ્રેમી-હૃદયોની કુરબાની ! બે પ્રિયની લાસો ! જોતાજ તે દ્વારમા મૂર્છા ખાઇ પછડાઇ પડયો

થોડી વાર પછી જ્યારે તેને ભાન આવ્યુ, ત્યારે તે ઉઠયો મૃત પુત્રીના કપાળે હાથ મૂકી તપાસનો પિતા પાગલ થઇ ગયો જાણે જીવતી ન હોય એમ તે તેને બોલાવવા લાગ્યો "ઉષા ! ઉષા ! ઓ બેટા ! ત્હારા બાપ સાથે આવા અબોલા શા ?"

તેની ભયકર ચિત્કારીએ બાજુની ઓરડીમા સુતેલો એક વિદ્યાર્થી જાગી ઉઠયો વિનાયકની ઓરડીમાથીજ આ અવાજ આવ્યો, એમ અનુમાન કરી તે ત્યા આવી પ્હોચ્યો તે પણ માહેલુ દ્રશ્ય જોતાજ દ્વારમા પાષાણવત્ સ્થિર થઇ ગયો

"તમે કોણ છો ?" દ્રષ્ટિ પડતાજ બસીધરે પૂછ્યુ

"વિનુનો એક સ્નેહી"

"તમારો વિનુ ! જુઓ ! આ પડયો, ગાડો બિચારો ! કમનસીબ બાપડો ! યુવાનીમા આત્મહત્યા કરી સ્વર્ગે સચર્યો અને આ મ્હારી પ્રાણપ્રિય પુત્રી હા તમે મ્હને મદદ કરશો ?"

પેલો યુવાન વિદ્યાર્થી તો આ પાગલ પિતાના શબ્દોમા કશુ ન સમજ્યો વિનાયકને મરેલો જોતાજ તે તો હબકી ગયો બસીધરે આગળ ચલાવ્યુ

"ના-ના તમારી મદદની મ્હને જરૂર નથી હા હા પણ વિનુને તમે જોજો હુ તો મ્હારી ઉષાને લઇ જાઉ છુ કારણ ? એ મ્હારી છે,"

પાગલ પિતાએ પુત્રીનુ શબ રકધે નાખ્યુ. પેલો વિદ્યાર્થી જોતોજ રહ્યો દિવાનો બસીવર ઉષના મૃતદેહને લઇ ઘેર ન્હાઠો

* * * * *

પલગમાં ઉષાને પધરાવી તેણે બ્હારથીજ બુમ મારી, "દેવી! ઓ દેવી!"

પતિ આવ્યા જાણી લીના અદરના ખડમાથી બ્હાર આવી હજુ તેની નજર ઉષાના શબ ઉપર ન્હોતી પડી તે બોલી "પ્રાણનાથ! શી ખબર?"

પ્રત્યુત્તરમા બસીધરે કપાળે હાથ ઠોકયો અને સુચવ્યુ, "નસીબ ફુટી ગયુ છે"

બિચારા બસીવરે આમા નવુ શુ કહ્યુ? એનુ નસીબ તો ફૂટવા બેઠેલુજ હતુ, અને ફૂટી ચૂકયુ હતુ

"તમે કેમ બોલતા નથી? મ્હારી ઉષા કયાં છે? બોલોને? આમ મુગા કેમ ઉભા છો?'

"શુ બોલુ? મ્હારૂ કપાળ દે વી હા એ. તો ગ.. ઇ" બસીધર આટલુ બોલતા નીચે પછડાયો

તેને પકડી લેતા લીલા અશ્રુભરી આખે બોલી "અરે! તમે આમ કેમ કરો છો? નાથ! આ શુ? જે થયુ હોય એ કહી દયો અરે! તમારી આખમા તો પાણી છે શુ વિનાયકે મ્હારી ગરીબડી ઉષાને સ્વિકારવા ના પાડી?"

"ના ના વિનાયકે ઉષાને સ્વિકારી છે મરતાં પ્હેલા, આ નશ્વર સસાર છોડી જતા પ્હેલા, એ બન્નેને મ્હે એકએકના કઠમા કર પરોવી હ્રદયોહ્રદય સ્પર્શતા જોયા છે...પણ..."

"તો પછી શુ છે ?"

"વિનાયક ગયો, અને તેની પાછળ ત્હારી ઉષા પણ ગઇ"

"હે ગઇ ? ક્યાં ગઇ ?"

"દેવના દરબારમા ! દયાળુ દામોદરને લા દયા, અને ન્યાય, મેળવવા અન્યાયની ફરિયાદ નોંધાવવા"

"આ તમે શુ કહો છો ?"

"પૂછી જો મ્હારા શબ્દોથી ત્હને ખાત્રી ન થતી હોય, તો આ પલગને પૂછી જો ત્હારી ઉષા હવે ત્હારી નથી રહી આમાં પોઢેલી ઉષાને પૂછાય એટલુ પૂછી જો છેલ્લા દર્શન કરી લે અફસોસ ! સગા અને સ્નેહી ! કોણ ? કોના ? કોઇ કોઇનુ નહી બન્નેએ મૃત્યુના મ્હેમાન પા ઘડીના પરોણા"

પલગમાં ઉષાની મૃત્યુ-દેહ પડેલી હતી પ્રેમળીની માતા એના ઉપર પડી રડાય એટલુ રડી રૂદનમાજ પતિ-પત્નીએ પ્રભાત કરી મૂક્યુ.

"બસ, હવે રડી રહી કે નહી ?"

પરન્તુ કોણ બોલે ? પુત્રીના શબ ઉપર પડેલી માતા બેશુદ્ધ હતી. બનસીધરે એને ન બોલાવી એના ઉકળતા દીલે આગળ-પાછળનો વિચાર કર્યા વિના ઘર છોડયુ બ્હાર આવ્યો એટલામા પાડોશી-પુત્ર રસિક હાથમા એક ન્યુસપેપર લઇ આવતો સ્હામો મળ્યો.

"કાકા !"

બનસીધર ન બોલ્યો રસિકની સ્હામુ પણ તેણે ન જોયુ

"કાકા ! આજના છાપામા આ લેખ વાચ્યો ?"

"લેખ ! શાનો લેખ ?" બસીધરે અર્ધ જાગ્રતાવસ્થામા સવાલ કરી નાખ્યો.

"સુધા બ્હેન ચ દ્રવદનભાઇને છોડાવવા ન્યાયાધીશને ત્યા ગયા છે, અને કહેવાય છે કે ન્યાયાધીશે સુધા બ્હેન તરફથી દિવાન સાહેબને એક દયાની અરજી પણ કરી છે"

"હશે ! હવે એ મ્હારે નથી સાભળવુ"

"પણ કાકા ! કાલે ફાસીનો દીવસ છે"

"શુ ?" બસીધર એકાએક ઉછળી પડ્યો

"હા ! આવતી કાલે ચાર વાગે વદનભાઇને ફાસીની શિક્ષા થનાર છે"

"ફીકર નહી. મ્હારે એ પણ જોવુ છે રસિક ત્યારે તો હુ પણ ત્યાજ જાઉ છુ હા-હા-હા કેવી ગમત પડશે ? મ્હારા જીવનમા આવી ભયાનક ગમતો જોવાનીજ લખાયલી લાગે છે રસિક ! હુ કેવો સદ્‌ભાગ્યશાળી ! હે ? હા-હા-હા"

\+ \+ \+ \+

પાગલ પિતા આમ ગાડુઘેલુ બકતો ઘરનો ઉમરો ફોડી સુર્યપુરને રસ્તે ચાલતો થયો રસિક ઘરમા ગયો ઉષાના શબની ઉપર લીલા પડેલી હતી

રસિકના ઉપચારોએ લીના ભાનમા આવી રસિકે કાકીને બસીધર કાકાના ચાલ્યા જવાના સમાચાર કહ્યા લીનાએ બળતા હૃદયે એ વાત પણ સાભળી તે પછી રસિકે આડોશીપાડોશીઓને ભેગા કર્યા ઉષાને અગ્નિસસ્કાર કરવા સ્મશાને લઇ ગયા વાત્સલ્યઘેલી માતા પણ છાતીફાટ કલ્પાંત કરી પાછળ ચાલતી હતી.

થોડીજ વારે ઉપરે બોર્ડીંગના વિદ્યાર્થીઓ પણ વિનુનું શબ લઇ ત્યાં આવી રહ્યા હતા. લીનાવતીએ હૃદયભેદક દેખાવ જોયો. લીલાવતીની છેવટની વિનતીને માન આપવા બધાએ એકજ ચિતામાં વિનાયક અને ઉષાના શબને એક સાથે અગ્નિદાહ દીધા.

પડતી–આખડતી લીનાને લઇ રસિક ઘેર આવ્યો. તેની આંખમાં પણ આ દુખી રામારની આ દશા જોઇ આસુ આવી ગયા.

"કાકી! કાકી! આમ શું કરો છો?" જરા હિમ્મત રાખો. તમારા કરતા પણ વધારે દુખી કઇ કેટલા પડયા હશે."

"હવે ધીરજ અને હિમત! ના ના રસિક! આ બધુ મ્હે ત્હને સોપ્યુ તુ જોજે તુ વાપરજે હુ તો જઇશ." દિવાની લીલા ઉઠી ઉભી થઈ અવ્યવસ્ત કપડાભેર એ આગણા બ્હાર દોડી આવી.

"કાકી! કાકી! કયા જાવ છો?"

"ત્હારા કાકાને શોધવા."

"પણ જરા થોભો તો."

'રસિક! ત્હારા કાકા આવે તો કહેજે કે મ્હને છેવટના મળે..."

"કયા?"

"શાન્તિનિકેતનમા! સ્વર્ગમા! સરજનહારને ત્યા."

પાગલ પિતા ગયો. પાગલ માતા એની પૂઠે ગઇ. રસિકની આખમા પાણી ભરાયા. એ દિવાની દશામા દોડતી લીલાવતીને જોઈ રહ્યો. અહાહા! શુ ઇશ્વરી લીલા!



# પુષ્પઃ—૮ મું.

## "પતિને ખાતર."



"બોલો! બોલો! ઓ દયાસિન્ધુ! પછી તમે મ્હારા પતિદેવને માટે શું કર્યું?" સુધાએ ઘુટણીએ પડી ન્યાયાધીશને ગદ્‌ગદ્ કંઠે પૂછ્યું.

સુધાના પતિ ચન્દ્રવદનને આજે ફાસીની શિક્ષા અમલમાં મૂકાવાનો દિન હતો. ન્યાયાધીશને તેમના વચનની યાદ દેવા, અને બને તો, પોતાના પ્રાણુના ભોગે પણ પોતાના પતિને બચાવવા સુધા અત્યારે ન્યાયાધીશને બંગલે આવી રહી હતી. ટેબલ પાસે ઉભેલા વિચારગ્રસ્ત ન્યાયાધીશને તે અશ્રુભરી આંખે અને દીન વાણીએ પ્રશ્ન ઉપર પ્રશ્ન કરી રહી હતી.

"થઈ રહેશે. હજુ કાંઇ પણ જવાબ નથી."

"હવે ક્યારે થઇ રહેશે? આજે તો એમને ફાંસી છે. તમારી દયાની અરજીનો જવાબ ક્યારે આવવાનો છે?"

"કોને ખબર?"

"અરેરે! હવે હું ક્યાં જાઉં? તમે આમ તદ્દન રડતો જવાબ શું આપો છો? હતાશ અને ભગ્ન હૃદયને આશાનું એક કીરણ તો આપો! છેક નિર્દય ન થાવ. મ્હારા નાથને બચાવો. હું એમને માટે તમે જે કહો એ કરવા તૈયાર છું.

હતભાગીની આવીછ હુ ભાઈ! તમારા શરણમાં,
માથુ ઝૂકાવ્યુ છે દયાભીના તમારા ચરણમા
જે શિર નમાવ્યુ છે, અને નમતુ રહ્યુ છે નાથમા,
તે પણ ધરી દીધુ છ મ્હે આજે તમારા હાથમા.

ન્યાયાધીશ સાહેબ! આ દીન દુખી દારાની દુવા લ્યે હું તો ગરીબ છુ, તમને કશુ પણ દઇ શકનાર નથી છતા.

દયાના દાનના બદના, પ્રભુને ત્યા પૂરા મળશે,
દયાળુ દીલ પર પ્રીતિ દયાસિંધુ તણી ઢળશે
પ્રભુના દફતરે નક્કી તમારા નામ નોધાશે,
અમારો કર તમે સાહો! તમારો કર પ્રભુ સ્હાશે

એટલુ યાદ રાખજો કે—

પ્રભુને જે નહી ભૂલે, પ્રભુ તેને નહી ભૂલે,
કરેલાં પૂણ્યના પાના પ્રભુ-દરબારમા ખૂલે
કૃપાળુની કચેરીમા જીવન-વૃત્તાત વચાશે,
બધાને ન્યાય વ્હેચાશે ન બાકી કોઇ રહી જાશે.

અને તમને પણ ત્યા આ પૂણ્યકૃતનો પરમ બદલો મળશે. ભાઇ હુ આપનો ઉપકાર જીદગીભર નહી ભૂલુ જીવનભર તમારી ઓશિયાળી થઇ રહીશ તમારા પૂણ્યનામની માળા પવિત્રભાવે પ્રાણ પર્યંત ફેરવીશ. મ્હારી, એક અનાથ અબળાની ખાતર, નહી તો પ્રભુને ખાતર, આટલુ કરો. કદાચ હુ નગુણી થઇ ભૂલી જઇશ, પરન્તુ એ જગતનિયતા તો નહીજ ભૂલે."

"એ ખરૂ છે. પણ હુ આમા શુ કરૂ ? જોને અમારે પણ કાયદાનુ પાલન તો કરવુ જ જોઇએને ?"

"તેની કોણ ના કહે છે ? પરન્તુ એકલા કાયદાનુજ પાલન નહી, બલ્કે એની સાથેજ હિન્દુ-ધર્મ અને તેના પણ બે મહાન અગો, દયા અને ક્ષમા ! એનુ પણ પાલન કરતા જાવ એને ન ભૂલવા જોઇએ તમે મહાન છો મહાપુરૂષોનુ ભૂષણ ક્ષમા !"

"તો શુ તુ ત્હારા પતિનુ જીવન બચે એજ જોવા ચ્હાય છે ?"

"તો બીજુ શુ ?

સપત્તિ, સુખ, શણગાર, મ્હારે સર્વ સ્વામીનાથ, છે,
સસારમા સ્વામી સતીને ! એજ જમણો હાથ છે
કાન્તા રૂપી કાયા વિષે જે પ્રાણ રૂપે શ્રીપતિ,
કાન્તા વિનાની બસગીની કાઈ પણ કિમત નથી

સર્વસ્વ મ્હે સોપી દીધુ છે એમના શ્રીચરણમા,
કરજોડી લીધો આસરો હુ-કીકરીએ શરણમા
સહુ એમના સુખ દુખમા હુ અર્ધ ભાગીદાર છુ,
એના જીવનમા જીવનારી ! મૃત્યુમા મરનાર છુ"

"વાહ ! તો બાલ ! ત્હારા પતિના પ્રાણ બચાવવા તુ કેટલો ભોગ દઇ શકશે ?"

"તમે માગો એટલો કહો તેટલો અરે ! મ્હા ! પ્રાણ પાથરતા પણ મ્હારા પતિદેવતા બચતા હોય, તો બચાવો હુ પગે પડીને, તમારા ચરણો ઝાલીને, કરુણ કઠે વિનવુ છુ, પ્રાર્થુ છુ, કે ઓ દયાળુ સત્તાધીશ ! તમે એક અનાથ અબળાની ઝોળીમા આટલી ભિક્ષા અવશ્ય નાખો. આ કકળતી આતરડીને ઠારશો, તો જીન્દગીભર એ દુવા દેશે.

સત્તા તમારી છે, તમે ધારો તો ઊગારી શકો,
રસ્તો ભૂલ્યાને રાહ પર લાવીને સુધારી શકો
"આપી ક્ષમા" બસ એટલા એકજ વચનની વાર છે,
કારણ ? તમારી કલમ (એજ) આજે કાયદાની ધાર છે

માટે ઓ ન્યાયાધિશ સાહેબ ! દયાળુ થાવ રે'મ કરો મ્હારી ગરીબની પાસે તો મ્હારા પતિને છોડાવવા માટે એકજ વસ્તુ છે અને તે આ મ્હારો જીવ બોલો એ ખપ લાગશે ? એ ખર્ચતા પણ મ્હને જે જોઇએ છે, તે મ્હારા પ્રિય જીવનપ્રાણ મ્હને મળી શકશે ?"

"એવી ઉતાવળ અને સાહસ કરવાની કશી જરૂર નથી એને બદલે હુ ત્હને એક બીજો સરળ માર્ગ બતાવુ તો !"

"આપનો મ્હોટો આભાર"

"ત્યારે તુ એક કામ કર "

"બોલો ! શુ ?" આશાનુ કિરણ સુધાના હૃદયમા પ્રકટતા તે અધીર થઇ બોલી

"પણ ના ના ત્હારાથી એ નહી બની શકે"

"કહો તો ખરા એવુ તે શુ છે ? આ સુધા સ્વામીને માટે હવે સર્વ કઇ કરવા, અર્પવા, અને ખર્ચવા તૈયાર છે સંસારમા મ્હને એમનાથી વધુ પ્રિય કોઇજ નથી"

"એક ઉપાય હાથમા છે પણ "

"કયો ?"

"દિવાનને લલચાવવો."

"પરન્તુ શાનાથી ? લાચ આપીને ? ના ના મ્હારી પાસે તો ઝેર ખાવા પણ એક રાતી પાઇ નથી. એનુ કેમ ? બાઇ ! એમને પૈસાનો શો તોટો–હિસાબ છે ?"

"એથી શુ થઇ ગયુ ?"

"એને બદલે હુ એમને એક અલૌકિક ઉપહાર આપુ તો ?"

"એવુ તે ત્હારી પાસે શુ છે ?"

"અંતરની આશિષ ! સાચા દીલની દુવા કરોડો રૂપીઆ ખર્ચતાં જે નથી મળતી, લાખો તીર્થો ફર્યા છતા જે નથી જડતી, હજારો માળા ફેરવ્યા છતા જેના પૂણ્યની બરાબરી નથી વળતી"

"જા જા એને શુ મધ મૂકીને ચાટે ? લ્યો મ્હોટી તત્વજ્ઞાની અને સતીની દીકરી ન જોઇ હોય તો ! તે પાછી દીવાન જેવાને આશિષ અને દુવા આપવા આવી ? નહી બને ઘેર જા, ઘેર"

"ના ના એમ હડધૂત શુ કરો છો ? બાઇ ! ત્યારે તમે કહો તમે બતલાવો એમ કરીશ હુ તો ગરીબ છુ કમનસીબ છુ મ્હારી પાસે આ પ્હેરેલા વસ્ત્ર ! અને પ્રાણ એ બે સિવાય બીજુ કશુ નથી કહો, મ્હારે શુ કરવુ ? નિગાનનુ મોઢુ બંધ કરવા પૂરતો પૈસો મ્હારે ક્યાથી લાવવો ? ભીખ માગીને, કે ચોરી કરીને ?"

"એની ફિકર ન કર એ હુ ત્હને ધીરીશ પછી કંઇ છે ?"

"તમે ! તમે ધીરશો ? પણ હા હુ એ તમને પાછા ક્યારે ? અને ક્યાથી આપીશ ?"

"જ્યારે મળે ત્યારે હુ કોઇ દિવસ એને માટે ઉઘરાણી કરનાર નથી."

"આહા ! અમારા ઉપર આપનો આ કેટલો મ્હોટો ઉપકાર. પરન્તુ ભાઇ ! ઇશ્વરકૃપાએ કદાચ ભવિષ્યમા તમારી એ ભારે રકમ પાછી ન અપાય તો ! તો શુ ?"

"એ વિચાર કરવાની કશી જરૂર નથી હુ વગર વ્યાજે અને પાછા કદી પણ ન લેવાની શર્તે આપુ તો ! તો પછી કઇ છે ?"

'તો તો હુ આપના ચરણમા પડીશ. આપની જન્મભર ઋણી થઇ રહીશ"

"બસ ! એટલુજ ?"

"હુ એક નાદાન નિર્ધન અબળા આપ જેવા વયોવૃદ્ધ, ઠરેલ અને શ્રીમત શેઠને એથી વધુ શો બદલો દઇ શકુ ?"

"તેજ કહુ છુ હુ ત્હને આ મદદ કરૂં, એ બદ્દન ત્હારે મ્હારી એક શર્ત સ્વીકારવી પડશે"

"એક ભાવિથી લુટાયલી ભીખારણ તમને શુ આપવાની હતી ? છતા યોગ્ય અને પળાય એવી હશે તો જરૂર આપીશ"

"સહેલાઇથી આપી શકાય, અને પાળી શકાય એવીજ છે"

"ન્યાય નિસર, અને પવિત્ર હશે, તો હસતે મુખે હુ એને વધાવી લઇશ"

"એ બધુ જોવાની અત્યારે જરૂર નથી ત્હારૂ ધ્યાન અત્યારે કેવળ પતિ-મૂક્તિ ઉપરજ હોવુ જોઇએ"

"પરન્તુ પવિત્રતા તો પ્હેલી. પછી બીજુ બધુ"

"ત્હારે ત્હારા પતિના છૂટકો કરવો છે, કે નહી ?"

"કેમ નહી ? હુ એટલા માટે તો અહીં આવી છુ"

"તો પછી ત્હારે ત્હારી પ્યારામાં પ્યારી વસ્તુનો પણ ભોગ આપવો પડશે સમજી ?"

"એટલે ! તમે શું કે'વા માગો છો ? મ્હને આમ ભ્રમમાં ન રાખો. જે કંઇ કહેવાનું હોય તે, ખુલ્લે ખુલ્લું કહી દ્યો."

"ત્હારા પતિને ખાતર ત્હારી પવિત્રતાને વેચવી પડશે કેવળ એકજ રાત ! એકજ વખત ! ત્હારે મ્હારી ઇચ્છાને માન આપી, મ્હારી એટલી આશા પૂરી પડશે."

"ઓહ્ પ્રભુ ! હું આ શું સાંભળું છું ? શું આ શબ્દો પ્રભુના પવિત્ર સોગન લઇ, આ નિર્મળ ન્યાયાસને વિરાજનાર આ પવિત્ર મૂર્તિ ન્યાયદેવતા બોલે છે ? અફસોસ !

આશા-દીપકમાંથી અરેરે ! તેલ પણ ખૂટી ગયું,
અમૃત-પ્યાલું હોઠ પાસે આવીને તૂટી ગયું
દર્પણ-દિલાસાનું હવે હેઠે પડી ફૂટી ગયું,
આશા-કિનારે હોડકું બાંધેલ તે છૂટી ગયું

ઓ ન્યાયાધિપતિ ! તમારા મુખમાં આ વચન ! નથી શોભતાં ! તમે આ શું બોલ્યા ?

શું સ્વામીને માટે સતીએ વેચવું સાન્દર્યને,
પતિદેવને ખાતર પતિવ્રત ખોડવું ! એ નહી મને
ના-ના પતિ કરતાં વધુ વ્હાલી મ્હને છે પવિત્રતા,
છો ! એથી તો ઉત્તમ કરે એ મૃત્યુ સાથે મિત્રતા

ઓ ન્યાયદેવતા ! આ ધર્મની ગાદી લજવાય છે ન્યાયના સિંહાસન ડોલે છે. આ વચનો, તમે નહી પરન્તુ તમારો વિનાશકાળ બોલે છે.

સંગીત. **જળસમાધી** સચિત્ર



ફક્ત ૦।– આનાની ટીકીટો મોકલો

“શ્રી નવજીવન પુસ્તકાલય.” ટાવર રોડ–સુરત.

નગારા મ્હોતના વાગે હજુ સમજાય તો સમજો,
હળાહળ ઝેર છે જેમા જરા એ જોઇને જમજો
અમારે ના નથી પણ ધા! ખમાયે તો પછી ખમજો,
જરા જોઇ વિચારીને રમો તો રંગમા રમજો

કારણ ? એજ કે—

થવા પેપ્રેછ અવળુ જ્યા ત્યહાં બે આખ ફૂટે છે,
બધી! સગા-વહાલાની સમજશક્તિજ ખૂટે છે
વિધાતા એ વખત સોની સુબુદ્ધિ સર્વ લૂટે છે,
પછાડીથી કઇ વીરલા! કપાળે હાથ! કૂટે છે

અને એવો વખત કદાચ તમારે પણ ન આવે, એ ખૂબ ધ્યાનમા રાખજો”

“સુધા! મ્હારો સ્વાર્થ અને ત્હારી ગરજ! દુનિયામા દરેક માણસ સ્વાર્થી છે તુ [ ] સ્વાર્થી નથી, હુ પણ નથી ત્હને સ્વાર્થ છે, તો મ્હને પણ સ્વાર્થ છે”

“અરે! પરન્તુ આવો રાક્ષસી, નીચ સ્વાર્થ!”

“એમા શુ ? ત્હને જે બદલો મળનાર છે તેની સરખામણીમા આ શરત, આ ભોગ, કઇજ હિસાબમા નથી”

“બસ કરો. મ્હારાથી એ નહી બને તમારી આ દયા મ્હને ન ખપે ન જોઇએ, અરે એનો પડછાયો સુદ્ધા જોતા મ્હારૂ માથુ ભમે છે આવે- અયોગ્ય રસ્તે! પતિવ્રત વેચીને! પતિની મૂક્તિ મ્હારે ન જોઇએ ઓહૂ! એ પાપી! ભયાનક વિચારે પણ મ્હારી આખે તો અધારા આવે છે. શરીરમાં કપ થાય છે હા! એની યાદે! મ્હારા

રોમરોમમાં કંપારી છૂટે છે મ્હને ચકરી આવે છે ઓહ ! આ શું ! ઓ નિષ્ઠુર ન્યાયાધીશ ! મ્હને તમારી શરત નથી કબૂલ અને મ્હારા નાથ નહી છૂટે તો !

ન ઇચ્છું દેહ વેચીને દયાનો એક પણ છાટો,
તમારી રે'મ ને માયા તમારી પાસ તે રાખો
દયા એવી તમારી ધર્મને જે ધોઇ નાખે છે,
પતિવ્રત વેચીએ ત્યારે પતિના પ્રાણ રાખે છે

ભાઇ ! તમારા દીલમા મ્હારે માટે કાઇજ થતું નથી ? તમે હિન્દુ છો હુ પણ એક હિન્દુ-રમણી છુ તમારી આ હિન્દુ-બ્હેન પોતાના એક હિન્દુ-ભાઇ પાસે એક નજીવી ભિક્ષા માગે છે ! આપો

હિન્દુ થયા છો, આપ તો આ પણ તમારો ધર્મ છે,
આંસુ લૂછે નહી બ્હેનના એ ભાઇને હા ! શર્મ છે
આપો તમે અમને ! પ્રભુ અલબત તમને આપશે,
કાપો દયાળુ દુ ખ ! ઇશ્વર ! આપનુ પણ કાપશે

ભાઇ ! આ રાંક, રડતી બ્હેનના આંસુ લૂછો ઇશ્વર તમને નહી ભૂલે ! આલોકમા નહી તો પરલોકમા પણ એનો બદલો એક વાર અવશ્ય મળશે "

"નકામુ માથુ ન ખા સુધા ! હુ દયા અને ઉપકાર કોઇને પણ મફત કરતોજ નથી ત્હારી સત્તરનાર ગરજ હોય, તો મ્હારી શરત કબૂલ કર"

"પણ તમે શુ કબૂલવાનુ કહો છો ? એનો કાંઇ વિચાર કર્યો ? એક બાજુ પતિ ! તો બીજી બાજુ પવિત્રતા ! ઓ પ્રભુ ! બને પ્રિય વસ્તુ ! કોને રાખવી ? કોને જતી કરવી ?"

"કેમ શુ વિચાર છે ?"

"શુ જવાબ દઉં ? ભાઇ ! તમે ન્યાયાધિશ છો નસીબના આડા અવળા ચક્રમા ફસાવલી આ હતભાગીની ઉપર જરા રે'મ રાખો.

કઠુંણુ તમારૂ કાળજુ, ભીનુ અને કોમળ કરો,
નિષ્ઠૂરતાના પત્થરે હૈયુ તમારૂ નહી ભરો
છે ન્યાય સત્તા, હાથમા . એને કલકીત નહી કરો,
પાના જીવન ઇતિહાસના નહી પાપ કર્મોથી ભરો

કોઇ અનાથ ગરીબની આતરડી કકળાવો નહી,
ઘડી બે ઘડીના સુખ માટે નિસાસા ખાઓ નહી.
આ ધર્મ, નીતી, ન્યાયનુ આસન પવિત્ર મનાય છે,
(જુઓ) આજે તમારા પાપથી (તે) ઝાખુ પડી લજવાય છે

એ ધ્યાનમા રાખો "જેવી દાનત તેવી બરકત" દ્રષ્ટિ નિર્મળ, અને સાફ રાખો નિમળ હ્રદયો ઉપરજ નિરજનની રે'મ રહે છે પવિત્ર પુરષો ઉપરજ પરમાત્માની કૃપાદ્રષ્ટિ હોય છે માટે ભાઈ ! મ્હારા પતિની મુકિતના બદલામા કઇક બીજુ માગો "

"બીજું કઈ નહી જોઇએ માલતી બા "

"એમ શું કરો છો ?"

"જાય છે કે ધકકા મરાવીને બ્હાર કઢાવવી પડશે ?"

"ત્યારે શુ તમે દયા નહીજ કરો ?"

"દયાના દાન રસ્તામા નથી પડયા ?"

"તમે સારા માણસ થઇને આવું શુ બોલો છો ?"

"સારૂ કોણ નથી ? સહુ પોતપોતાને સારા કહેવડાવે છે બાકી સારા નઠારા તો સૌ સૌના મનમા સમજે "

"ત્યારે હુ જાઉ ?"

"ખુશીથી મ્હારી ઇચ્છા પૂર્ણ કર્યા સિવાય હુ ત્હારા પતિને બચાવવાની ચોકખી ના પાડુ છુ "

"એ તો . એ ..તો હા ! મ્હારાથી નહી અને મ્હારૂ દીલ ના પાડે છે "

"તો રસ્તે પડ ! ત્હને ચોખા પણ કોણ મૂકવા આવ્યુ હતુ ? લે ! ત્રણ તો વાગવા આવ્યા હવે ફકત એકજ કલાક બાકી છે જે વિચાર કરવો હોય તે જલ્દી કરી લે કયા તો મ્હારી શર્ત સ્વિકાર, કયા તો પતિનુ મૃત્યુ અને વૈધવ્ય પ્યારૂ ગણુ બોલ ! ત્હને એ બેમાથી શુ પસદ છે ?"

"એકે નહી "

"તો પવિત્રતાને જતી કરી, પતિને બચાવ "

"તેજ નથી સમજાતુ હુ એજ વિચાર કરૂ છુ થોભો ! મ્હને બરાબર વિચાર કરવાને થોડો વખત આપો "

"ત્હારા સ્વામીના મૃત્યુની ઘડીઓ હવે પાસેને પાસે ગણાતી જાય છે ત્યા બધી તૈયારી થઈ ચૂકી હશે ત્હારા મુખમાથી હા ! નીકળે એટલીજ વાર જોઉ છુ "

"હાય ! હુ શુ કરૂ ? કયા જાઉ ? કોને કહુ ? પડના ઉપર બધાય પાટુ મારવા તૈયાર થયા છે "ગરીબની વહુ એ બધાની ભાભી" એને જતા આવતા લોકો પણ આગળી કરે ! અફસોસ !"

"પણ આપણી આ વાત કોણ જાણવાનું છે? કોણ જોવાનુ છે? છાના છપના એક વાર આવી મળી જવુ, એમાય આટલો ડર?"

"ઇશ્વર! તો જોનારો છે ને?"

"તો ખાડામા પડ હવે અર્ધા કલાકમાંજ એ મરશે, પછીજ ત્હને મ્હારા શબ્દો સાભરશે, કે "મ્હારૂં કહ્યુ કર્યું હોત તો ઠીક થાત"

'તમે આવા મ્હોટા ખાનદાન–આબરૂદાર માણુસ થઇને એક આશરે આવેલી ભાગ્યહીન ભિખારણને આમ કા સતાવો છો?"

"મ્હને કામ છે, હુ કાઇ નવરો નથી શર્ત કબૂલ ન હોય તો જા ચાલતી થા"

નિર્દય ન્યાયાધીશે ઘુટણીએ પડેલી સુધાને ધક્કો મારી ફેકી દીધી તે બાપડી કઠણ હૈયુ કરી જવાને ઉભી થઇ સ્વગત બોલી "ઓ નિષ્ઠુર ન્યાયધીશ! જેવુ મ્હારૂ હૈયુ ભાગ્યુ છે એવુ ત્હારૂં ભાગજો મ્હારા પતિનુ અકળ મૃત્યુ થનાર છે એવુજ ત્હારૂં પણ થજો"

તે બે ડગલા આગળ વધી થોડે ગઈ "જાઉ છુ"

"જા જા"

વળી ચાલી કઇક સાભર્યું તે ક્ષણભર થોભી એક પળમા પ્રભુએ તેના મગજમા એક નવીન તરગ મૂકયો પતિને ઉગારવા અનાથ સુધાએ એનો આશ્રય લીધો તે વળી પાછી આવી

'કેમ પાછી આવી?"

"એક વાર હજુ પણ આપનો અતરઆત્મા પીગળે તો પીગળાવવા. છેવટની દયા માગવા."

"ત્હને કેટલી વાર કહ્યું, કે અહીં કાંઇ દયાના સદાવ્રત નથી દયાની પરબો માંડી પાણી પાનાર ! તે અમે નહી, બીજા અહીં તો ન્યાય વેચાય છે, તેમજ દયાના પણ પૈસા થાય છે દયાના દાનમાંથી તો મનગમતા કોડ પૂરાય છે સમજી ?"

"ભલે ! ત્યારે ધારો કે હુ આપની એ શરત..."

"કેમ અચકી ગઇ ?"

"કબૂલ કરૂ, પણ તમે મ્હારા નાથને ફાંસીની સજામાંથી છોડાવો એની શી ખાત્રી ?"

"આ રહ્યો એ પરવાનો ! લે ! ત્હારી દયાની અરજીનો જવાબ આવી ગયો છે ફાંસીથી બચાવી એને સાદી કેદમાં રાખવામાં આવશે અને જો તુ મ્હારી થશે, તો પછી એ સજા પણ રદ કરવામાં આવશે"

"લાવો લાવો, ત્યારે મ્હને એ આપો તમારી શર્ત મ્હને કબૂલ છે"

"લે ! લખી આપ"

સુધાએ પતિને બચાવવા પાપી ન્યાયાધીશની ભયંકર શર્ત ઉપર સહી કરી મુક્તિનો પરવાનો લઇ ન્યાયાધિશ અને સુધા બને ફાંસીને માટે મુકરર કરેલી જગ્યાએ જવા ઉપડયા

સુધા સ્વામીને બચાવવા જતી હતી, પરન્તુ તેના દીલમાં તો પેલી ભયંકર શર્તથી ભડકા બળી રહ્યા હતા પતિને ખાતર એ આર્ય રમણીએ પવિત્રતાનું સાટું કીધું હતું



# પુષ્પ:–૯ મું.

## “પતિભક્તિ”



ષાના સ્વામી ચન્દ્રવદનને ફાંસીની સજા અમલમાં મૂકાવાનો આજે દિવસ હતો. સઘળી તૈયારી થઈ ચૂકી હતી વધસ્થાનની બ્હાર શહેરીઓનું એક મ્હોટું ટોળું ભેગું થઈ ભિન્ન ભિન્ન લાગણીઓ પ્રદર્શિત કરી રહ્યું હતું. કેદી ચન્દ્રને પણ ક્યારનો ફાંસીને માટે તૈયાર કરી લા આણવામાં આવ્યો હતો

સમય થયો. ચન્દ્રના ગળામાં દોરડું પડયું. ચાંડાળ એના મોઢા ઉપર કાળી ટોપી પ્હેરાવે તે પ્હેલાં સજા અમલમાં મૂકનાર અમલદારે ચન્દ્રને છેવટનો સવાલ કર્યો

“તમારી કંઈ ઇચ્છા છે? હોય તો બોલો”

“એકજ! અને તે મ્હારી હતભાગીની પતિ–ભક્ત પ્રમદાના મુખ–દર્શન મ્હને એક વાર કરાવો”

‘એ તો નહી બને કારણ શ્રીપુર સુર્યપુરથી બહુજ દૂર છે. બીજું કાંઈ?”

“ત્યારે મ્હારો આટલો સન્દેશ એને પ્હોચાડજો.”

“કહી નાખ.”

“ત્હારો મરતો પતિ એવી ઇચ્છા, અને આજ્ઞા પ્રદર્શિત કરી ગયો છે,-કે એક શયતાન સ્વામીની પૂઠે સાધુડી–જીવન ગાળી, દેહને ન દમતાં પુનર્લગ્ન કરી તું સુખી થજે”

"દોરી ખેંચો"

અમલદારના મુખમાંથી એટલાજ શબ્દો બ્હાર પડયા ચાંડાળે ચંદ્રના મોઢા ઉપર ટોપી ચઢાવી પગ નીચેના પાટીયા ખેંચી લેવા દોરડાનો છેડો હાથમા ઝાલ્યો બરાબર આજ વખતે "થોભો ! સબૂર કરો" એવી કારમી ચીસ નાખતી દૂરથી એક દીવાની રમણી લોકોની ભીડ ભેદી ત્યા દોડી આવી. એનો પોશાક અવ્યવસ્થ હતો વાળ છૂટા હતા તેના હાથમા એક સરકારી કાગળ હતો

* * * * *

સુધાને પોતાની સાથે મોટરમા બેસાડી ચંદ્રવદનને બચાવવા વધસ્થાને આવવા ન્યાયાધીશ નીકળી ચૂક્યા હતા મોટર ભાગ્યેજ વધસ્થાનથી પચાસ કદમ દૂર રહી હશે, ત્યા તો પેટ્રોલ ખૂટયુ ન્યાયાધીશે સુધાને આઘેથી વધસ્થાનનો રસ્તો બતાવી પોતે પાછળ આવી પ્હોંચે એ પ્હેલા ત્યા જઇ પ્હોંચવા કહ્યુ ન્યાયાધીશ મોટર સંભાળતા ઉભા, જે અરસામા ડ્રાઇવર પેટ્રોલ લઇ આવવા દોડયો

સુધા પતિને બચાવ [illegible] જાય છે, એમ જાણી એકે શ્વાસે દોડી રસ્તામા કેટલીયે વાર ઠોકરાઇ પડી ચૂકી હતી તેનુ શરીર પરસેવાથી નાહ્યલુ, અને ધૂળથી રગદોળાયલુ હતુ વસ્ત્રનુ ભાન તેને આ વેળા ન્હોતુ કોમળ ચરણોમાથી લોહીની ધારા છૂટતી હતી મોઢામા શ્વાસ પણ ન્હોતો માતો

* * * * *

આ અણીને વખતે આવી પ્હોંચનાર એજ સુધા હતી અમલદારના હાથમા પેલો પત્ર આપતા હાંફતી હાંફતી સુધાએ પતિદેવનુ વદન ખુલ્લુ કરી નાખ્યુ દંપતિ-યુગલ એકેકને ભેટી પડ્યું, ચંદ્રવદનની અંતિમ-આશા પાર પડી.

"એને છોડીને અહીં લાવો" અમલદારે પરવાનો વાંચ્યા પછી ચાડાળોને હુકમ કર્યો

ચદ્રને છૂટો કરવામા આવ્યો પત્નીને હૃદય સરસી દાબતા પતિ બોલ્યો, "દેવી ! તુ અહી ક્યાથી ? ત્હારી આ શી દશા ?"

"પ્રભુ ! એ બધુ આપને માટે"

"ધન્ય છે ઓ મ્હારા સતી રત્ન ! હુ મૂર્ખ ત્હને ન સમજ્યો"

એટલામા ન્યાયાધિશ સાહેબની મોટર ત્યા આવી પ્હોચી. બધાએ એમને ઝૂકીને સલામ કરી તે પછી ન્યાયાધિશ પેલા અમલદાર પ્રતિ ફરી બોલ્યા, "કાદરખા ! મ્હારો બીજો હુકમ ન મળે, ત્યા સુધી કેદીને હાલ કારાગૃહમા નાખો ફાંસીની સજા કેટલાક કારણવશાત્ હાલ મોકૂફ રાખવામા આવી છે"

"બહુત અચ્છા"

કાદરખાએ ચદ્રનો હાથ પકડ્યો ચીરાતે હૃદયે સુધા પતિના હૃદયથી છૂટી થઇ કાદરખા તેના પતિને કારાગૃહમા લઇ ગયો સુધાએ તે [illegible] સુધી જોયા કીધુ [illegible] બહાર દરવાજા સુધી દોડી ગઇ એટલામા લોકોના ટોળામાથી કોઇએ એનો હાથ ઝાલ્યો

"સુધા !"

પતિની પાછળ વ્યર્થ દોડતી દિવાની બાળા અટકી તેણે પાછળ જોયુ "કોણ ?"

"હુ મ્હને ભૂલી ગઇ ?"

"કોણ ? પિતાજી ? તમે અહી ?"

"હા સુધા ! ચદ્ર બચ્યો ?" એની આખમા આટલુ પૂછતાં પાણી ભરાઇ આવ્યાં

"હાલ તો માની લ્યો"

"હવે તુ ઘેર ચાલ ઉષા અને વિનુએ આપઘાત કર્યા છે ત્હારી મા મરણને ખાટલે પડી, રડી રહી છે ત્હારો આ બાપ ત્હને શોધવા ભટકી રહ્યો છે બેટા! હવે પાછી ફર! એક વાર આવી ત્હારી માને મળી જા"

"એ હમણા નહી અને મ્હને છોડો જવા દયો મ્હારે તો હજુ મ્હારા પતિદેવને મળવુ છે બાપુ! અમે પુત્રીના નામનુ નાહ્યા છો, તો આ ત્રીજી અભાગી પુત્રીના નામનુ પણ તમે ભલે નાહી નાખજો"

પ્રેમી પિતાનો હાથ છટકાવી એ પાગલ રમણી દોડી ચોકીજ જતા એને જબરી ઠોકર વાગી એ પડી ગઈ લોકોએ એને ઉભી કરી પરન્તુ એને ભાન ન્હોતુ એ બેશુદ્ધ બની ગઇ હતી પડવાથી એનુ માથુ ફૂટી ગયુ હતુ

એટલામા ન્યાયાધિશ ત્યા આવી પ્હોંચ્યા લોહીલોહાણ બેશુદ્ધ સુધાને સભાળી તેમણે મોટરમા સુવડાવી મોટર-ડ્રાઇવરને મોટર ઘેર લઇ જવાની આજ્ઞા કરી જોતજોતામા ન્યાયાધીશ ઘાયલ સુધાને લઇ ઘેર ઉપડી ગયા

લોકોનુ ટોળુ ધીરે ધીરે વેરાઇ ગયુ. કેવળ એકજ અભાગી માણસ એ સ્થાન ઉપર માથે હાથ દઇ આસુ વરસાવતો ઉભો હતો એણે સુધાના જમીન ઉપર પડેલા લોહીમા પોતાના હાથ રગ્યા "હાય સુધા!" કરી છાતીએ લાલ છાપો માર્યા થોડી વાર પછી એ પણ એક નિશ્વાસ નાખી ત્યાથી ચાલતો થયો

વાચક! એ વ્યક્તિ તે અન્ય કોઇ નહી, પરન્તુ સુધાનો પ્રેમાળ અને પાગલ પિતા બાસીવર પોતે હતો



# પુષ્પઃ—૧૦ મું.

## "છેલ્લું ચુંબન."



સુધાના માથા ઉપર પાટો બાંધવામાં આવ્યો હતો. અત્યારે ન્યાયાધિશના મકાનમાં તે પલંગ ઉપર પોઢેલી હતી. સુધાનો જીવન-દીપક સચેત રાખવા ન્યાયાધિશે જો કે તનતોડ પ્રયત્ન કીધા હતા, પરન્તુ તે નિઃસ્વાર્થ હૃદયે અને પરોપકારને ખાતર નહી, પરન્તુ પોતાની નીચ વિષયલાલસા પૂરી કરવાને માટેજ!

સ્વપ્ન આવ્યું, કે શું થયું? પરન્તુ એકાએક સૂતેલી સુધા 'ના ના તમને નહી મ વા દઉં" એવું બોલતી ડૂમકા ભરતી સફાળી સ્વપ્ના તજી જાગી જોશભેર બેઠી થઇ ગઇ પાસેજ ન્યાયાધિશ ખુરસી ઉપર બેસી છાપું વાંચી રહ્યા હતા તેઓ દોડી આવ્યા "શું છે? શું થયું?"

"મ્હને મળવું છે એમની પાસે લઇ જાવ તમે એમને છોડી દેવાનું કહ્યું હતું ને? છોડયા કેમ નથી?'

"શાંત થા ધીરી પડ એ બધુંય ધીરે ધીરે થશે ઉતાવળે આંબા ન પાકે"

"પરન્તુ મ્હને તમે એમની પાસે એક વખત લઇ જાવ, નહી તો હું ગાંડી થઇ જઇશ"

"સુધા! મ્હે મ્હારૂં વચન નિભાવ્યું, હવે તું ત્હારી પ્રતિજ્ઞા પાળ, પછીજ હું બીજું પગલું ભરીશ."

"ભલે ! પરન્તુ પ્હેલા એક વખત મ્હને એમની સાથે મેળવો. એ કયા છે ? કેમ છે ? શુ કરે છે ? એ મ્હારે જોવુ છે, જાણવુ છે. તમે જલ્દી કરો મ્હારો જીવ હાથમા નથી રહેતો."

સુધાને રાજી રાખવા ન્યાયાધીશે પોતાના એક સેવકને જેલર ઉપર ચીઠ્ઠી લખી આપી સુધા એની સાથે પોતાના પતિને મળવા કારાગૃહ પ્રતિ ચાલી "જોજે બરાબર ધ્યાન રાખજે" એવી છૂપી સૂચના ન્યાયાધીશે પોતાના, સુધાની સાથે જનારા સેવકના કાનમા આપી દીધી હતી

સેવકની સાથે સુધા કારાગૃહને દ્વારે પ્હોચી જેલરે ચિઠ્ઠી વાચ્યા પછી દ્વાર ખોલી આપ્યુ સુધા પોતાના પતિને મળવા મદ મદ પગલા ભરતી માહે પગ્વરી જેલર અને તેના સેવક, બન્ને એ દરમ્યાન બ્હાર વાતોના ગપ્પા હાકવા પડયા

દરવાજાનુ લોખડી દ્વાર ખુલ્યુ, તેના અવાજથીજ ચદ્ર ચોકીને ઉભો થઇ ગયો હતો સધ્યા થઇ ચૂકી હોવાથી ઝાખુ ઝાખુ અજવાળુ પડતુ હતુ છતા પણ પ્રેમીની ચકોર આંખોએ [illegible] પ્રતિમાને ઓળખી લીધી એના હૃદયાન્તર ઝણઝણી ઉઠયા એક શબ્દના પણ ઉચ્ચાર વિના એ બન્ને શરીરો એકમેકને બાઝી પડયા બન્ને આખોમાથી ખરખર આસુ ખરી રહ્યા હતા.

* * * *

"દેવી ! ત્હે મ્હારા માટે કટલુ કર્યું ? ત્હારા ઉપકારનો બદલો હુ અભાગી નથી વાળી શકવાનો અફસોસ !"

"પ્રભુ ! આપને છોડાવવામા, અને મળવામા મ્હારે એક "

"બોલને અચકાય છે કમ ?"

"એક અમૂલ્ય ! પવિત્ર, અને પ્રિય વસ્તુને હોમવી પડી છે."

"તે શુ ?"

"રજા આપો ! પ્રભુ ! હું આપને અત્યારે નકામી મળવાને માટે નથી આવી"

"ત્યારે ?"

"આપની રજા લેવા આવી છુ"

"રજા ! શાની રજા ! કેવી રજા ?"

"આપને તેડવા ખદલ ન્યાયાધીશને મ્હે જે અમૂલ્ય વસ્તુ આપવા વચન આપ્યુ છે, એ સોપવા"

"એમા મ્હારી આજ્ઞાની શી જરૂર છે ? હુ આખોજ ત્હારો છુ તુ જે કંઇ કરશે, એ ખોટુ નહીજ કરે, એ મ્હને વિશ્વાસ છે"

"પણ એ વસ્તુ તમારી માલકીની છે તેથીજ તેથીજ તમને પૂછવા આવી છુ"

"વચન તો કંઇ ચૂકી હવે પૂછવા આવી ? ભલે ! કહે એવી શી વસ્તુ ત્હારે એને દેવી છે ?"

"મ્હારી પવિત્રતા"

"શુ ? એને પરણુવા"

"ના ના એક વાર એની નીચ આશા મ્હારે પૂરી કરવી."

"ઓહ્ ! સુવા ! સુધા ! આ ત્હને શુ સઝયુ ?"

ચદ્રવદનના બે હાથ, કે જે અત્યાર સુધી સુધાને ગળે વિંટળાયલા હતા તે છૂટા થયા સુધાની આખમાથી આસુની ધારા ચાલી રહી હતી.

"આવી આકરી શર્ત શા માટે ? શુ પવિત્રતા કરતા પતિ વધારે છે ? ના ના. હુ તો એ સ્રીને પહેલી પસંદ કરૂં, કે જે પવિત્રતા

સાચવવા પતિને પણ જતો કરે. હુ બહુજ દીલગીર છુ મ્હારા પ્રેમમાં અધ બની તું ન કરવાનુ કામ વગર વિચારે કરી ચૂકી મ્હને પૂછયા વિનાજ મ્હારી માલીકીની ચીજ–વચનથી બ ધાઇ દઇ ચૂકી અફસોસ ! હા ! અફસોસ !"

"પ્રભુ ! તમારાથી મ્હને કશુ વધારે નથી મ્હે એ શર્ત શા માટે સ્વિકારી ? તે મ્હારૂ દીલજ સમજે છે મ્હે જે કર્યું છે, તે બહુજ વિચારપૂર્વક કર્યું છે તમારી સુધા એવુ પગલુ કદાપી નહી ભરે, કે જેથી તમારે એના જીવતા કે મૂઆ પછી પણ નીચુ જોવાનુ થાય."

"સુધા ! એક વાર તુંજ ન્યાયસભામા મ્હને બચાવવા જુઠુ બોલી હતી સતીની ગણનામાથી નામ અને વિશ્વાસ બને ત્હે ગુમાવ્યા છે કર્મમા નહી, મનમા નહી તો વચનમા પણ તુ કલકીત અને પતિત થઇ ચૂકી છે આનુ ફળ ત્હારે વ્હેલુ મોડુ પણ ભોગવવુ પડશે"

"અને એ ભોગવીશ તમારા દર્શન થયા મનતી સેવા થઈ મ્હારો જન્મ હવે સાર્થક થયો હવે હુ ગમે એવા દુખો સ્હેવા તૈયાર રહીશ પ્રભુ ! રજા આપો ! મ્હને હવે મ્હારૂ વચન પાળવાની રજા આપો"

"કેવુ વિચિત્ર ! સુધા ! એક તો ત્હે એની નીચ અને નફટ માગણી સ્વીકારી તે ઉપરાત પાછી મ્હારેજ મુખે આ ઉજળા (?) કામને માટે હા પડાવે છે ? કયુ ઉજળુ મોહુ લઇને ? તે તો કહે ! અરેરે ! લજ્જાનો છેડો આખર ત્હે માથે માથે મૂકયો અ ટઆટલુ કીધુ પણ એ બધા ઉપર સ્હેજને માટે પાણી ફેરવ્યુ કર્યું કાર્વ્યુ ધૂળધાણી અને રાખ પાણી થઇ ગયુ ધોવાઇ ગયુ આખો સમુદ્ર તરી, અને અતે ખાબોચીયામાજ ડૂબી મરી."

"એ બધું તમને કાલે સવારે સમજાશે અત્યારે તો આપ મ્હારા ઉપર વિશ્વાસ રાખી રાજીખુશીથી રજા આપો"

"જા ચાલતી થા ત્હારે હવે મ્હારી રજા માગવાની ન હોય કારણ ? ત્હે મ્હને પૂછીને કાંઇ નથી કર્યું એ અધિકાર ત્હે ગુમાવ્યો છે સુધા ! જા ."

ચંદ્રવદને સુધાના હાથ તરછોડી જમીન ઉપર ફેંકી દીધી ફરી યાદ આવતા તે બોલ્યો, "ના ના, પાછી આવ ત્હે મ્હારે માટે બહુ બહુ કર્યું છે તુંજ મ્હારી નવજીવનદાતા છે હાય ! એ બધું કેમ ભૂલાય ! છતા "

"કહી નાખો જે કંઈ કે'વુ હોય તે અત્યારેજ કહી નાખો પછી વખત નહી મળે"

"મ્હારી, આ ત્હારા પાપિષ્ઠ પતિની છેવટની એક વાત સાંભળતી જા ત્હારા માતા પિતા અને પતિના નામને, કૂળને, તથા કીર્તિને કાળુ કલંક ન લાગે, એવુ તમામ કરવાની ત્હને છૂટ છે. ત્હારી માનુ ધાવણ અને કૂખ ન લાજે, એ ધ્યાનમાં રાખી જે કંઇ કરવુ હોય તે કરજે. ત્હારા પતિએ તો પાપને પથે પરવરી પોતાનુ નામ બોળ્યુ છે. હવે મ્હારૂ આ અવશેષ અંગ-તુ, કે જે આજ સધી પવિત્ર છે, અને જેને માટે હુ ગમે એવો પાપી છતા અભિમાન ધરાવી, ઉંચુ જોઉ છુ, એ પવિત્ર રહેશે તો બસ,"

"એની ખાત્રી રાખો જે સુધા પોતાના સ્વામીને માટે પતિવ્રત જેવી ચીજ, શિયળધન જેવો અણમૂલ રત્નભંડાર, એક વ્યભિચારી

કૂતરાને ત્યાં ગીરવે-સાટામાં-શર્તમાં મૂકી શકે છે, તેજ પતિવ્રતા તેને પાછો અખંડ હસ્તગત કરવા પ્રાણદાન પણ દઇ શકે છે”

“તો જા ..મ્હારી ના નથી હું ત્હને ખુશીથી રજા આપું છું ”

આથી વધુ તે કશું ન બોલ્યો સુધા પણ પતિના શબ્દોનું તાત્પર્ય સમજી ગઇ હતી પરન્તુ તે તો પોતાનો એક નિશ્ચય ! આ પ્હેલાં ક્યારનીય કરી ચૂકી હતી અન્તિમ પતિ મુખ-દર્શન કરી પતિ ભેટનો લ્હાવો લઇ આંસુ ભરી આંખે ! અને ચોરે તે હેતે ચલતી થઇ

દરવાજા સુધી ગઇ વળી પાછું જોયું “આવ ! એક વાર ! પાછી આવ.” ગળગળે સાદે ચન્દ્ર બોલ્યો સુધા પાછી ફરી એને હૈયા સરસી જોરથી દાબી ચન્દ્રે તેના ભાલ ઉપર એક છેલ્લું ચુમ્બન લઇ લીધું પતિદેવના ગળામાં પોતાની બન્ને કોમળ ભુજાઓ સુધાએ છેવટની વેળા વિંટાળી દીધી

× × × ×

આ એક કરૂણાજનક, અને પાષાણહૃદયીને પીગળાવે એવો દેખાવ હતો ત્રણ વાર સુધા દરવાજા સુધી ગઇ અને ત્રણ વાર પાછી ફરી, પતિને બાઝી પડી અન્તે જેલરે વખત થઈ ગયાથી એને હાથ ઝાલી ધસડીને બ્હાર કાઢી.

પતિની અને પોતાની છેવટની આશા પૂરી કરી સુધા હવે કામાંધ ન્યાયાધિશની નીચ આશા પૂરી કરવા સેવકની સાથે પાછી સંચરી કંપતે હૃદયે એણે મનમાં પ્રભુનું ધ્યાન ધર્યું તથા મુખમાં એ ભીડભંજન ભગવાનનું નામ લઇ, ન્યાયાધીશને ઉમરે પગ મૂકયો.



છપાય છે. **પૃથ્વીરાજ ચૌહાણ.** સચિત્ર.



"અંતે કામ ! કુસંપનાં ! છે માઠાં પરિણામ,"

લખી ગયા ઈતિહાસમાં (એમ) પૃથ્વીરાજ ચૌહાણ

એકેએક શેર વીર શૃંગાર અને કરૂણરસથી ભરપૂર છે આપે અત્યાર સુધીમાં આ નામની નવલકથા વાંચી તો હશેજ પરંતુ આ પુસ્તક વાંચવાની ખાસ ભલામણ છે મૂલ્ય માત્ર બાર આના માર્ગશીર્ષ મહીનાની આખરે બહાર પડશે

# પુષ્પઃ—૧૧ મું.

## "ગરીબનુ દીલ"



"રસિક! ત્હારી કાકી કયા છે?"

'ચન્દ્રવદન ફાસીની સજામાથી બચી ગયો. અને સુધા ઘાયલ થઇ.' એ સમાચાર પોતાની પ્રિય પત્નીને જણાવવા બસીધર સુર્યપુરથી શ્રીપુર આવ્યો ઘેર આવતાજ તેણે દ્વાર અમસ્તા અડકાવેલા જોયા માહે ગૃહીણીને ન જોતા તે તર્કવિતર્કમા પડયો અને પાડોશી-પુત્ર રસિકને બૂમ મારી બોલાવ્યા પછી તેણે ઉપરોક્ત પ્રશ્ન કર્યો.

"કાકા! તમે કયા ગયા હતા?"

"દીકરી જમાઇને જોવા સૂર્યપુર"

"શી ખબર?"

"ચન્દ્રવદનને ફાસીની સજા રદ થઇ છે"

"અફ્સોસ! પરન્તુ એ આનન્દના સમાચાર હવે કાકીને કાને કોણ પ્હોચાડશે?"

"કેમ? ત્હારી કાકી કયા છે?"

"તેની મ્હને કશી ખબર નથી તમે ગયા, એ પછી એ પણ ઉશ્કેરાયલી હાલતમા આ ઘરનુ આગણુ છોડી ગયા"

"જેવી પ્રભુની ઇચ્છા રસિક! હવે હુ પણ જાઉં છુ ત્હારી કાકી કદાચ, ન કરે નારાયણ, અને પાછી આવે તો એને આટલુ કહેજે, કે—"બંસીધર મરી ગયો છે ત્હને પણ મરી જવાનુ ફરમાવતો ગયો છે. એને મળવુ હોય તેણે ઉપરની દુનિયામાં પધારવું."

રસિકને આ શબ્દો સંભળાવી દિવાનો અસીધર જોતજોતામા ચાલ્યો ગયો.

*   *   *   *   *

પોતાની પુત્રીને મળવા, અને જમાઇને ફાસીની સજામાંથી છોડાવવા ઘર તજી નીકળેલી લીલાવતી એક ગાડી ભિખારણના વેશમાં સૂર્યપુરના બજારમા આવી ઉભી જે કોઇ મળે, તેને એ એકજ સવાલ કરતી, અને પૂછતી, "ભાઇ! મ્હને કોઇ ન્યાયાત્રિશ સાહેબનુ ઘર બતાવશો? મ્હારે ન્યાયની ફરિયાદ કરવી છે મ્હને અન્યાય થયો છે"

પરન્તુ એક ભિખારણના મુખમાથી નીકળતા આ શબ્દો ઉપર કોઇએ ધ્યાન ન આપ્યુ તમામ તેને ગાડી ગણી હસવા લાગ્યુ લીલાવતી પણ આબાલવૃદ્ધ જે કોઇ મળે એને પોતાનો આ એકજ પ્રશ્ન પૂછતી ઘેરેઘેર રખડી રહી હતી

અતે એક ભલા પુરૂષને લીલાવતીની દયા આવી તેણે એ ભટકતી ભિખારણને ન્યાયાધીશના ઘરનો રસ્તો બતાવી દીધો લીલા એનો આભાર માની ન્યાયાધીશને આગણે આવી લાગી

બારણે એક સેવક ઉભેલો હતો, તે આ ભીખારણને "અહીથી આગળ જા" કહી રહ્યો હતો જેને લીલાએ પત્થર પીગળે એવા કરૂણ શબ્દોમા કહ્યુ, 'ભાઇ! મ્હારે ન્યાયાધીશને મળવુ છે એમને કહે, કે બ્હાર એક ભીખારણ આવેલી છે તે તમને મળવા માગે છે."

પ્રિય પાઠક! જે વખતે લીલાવતી ન્યાયાધિશને મકાને આવી રહી હતી, તે વખતે પોતાની નીચ લાલસા પૂરી કરવા ન્યાયાધીશ સુન્દર પોશાક પ્હેરી તૈયાર થઈ રહ્યો હતો સહૃદય સેવકનુ દીલ લીલાની આખમા આસુ જોતા કઇક પીગળ્યુ તેણે અદર આવી પોતાના શેઠને આ સમાચાર સંભળાવી દીધા.

"કોણ છે વળી એ ભિખારણ ? જા કહી દે કે હમણા ફુરસદ નથી"

આજ્ઞાધીન સેવકે બ્હાર આવી લીલાવતીને મળેલો જવાબ કહી સંભળાવ્યો. સેવકના પગ પકડી લીલાવતી બોલી, "ભાઇ! મ્હને અંદર જવા દે ભગવાન ત્હારૂ ભલુ કરશે"

ન્યાયાધીશના ક્રોધનુ કારણ થઇ પડતા એ સેવક દીલમા તો ડરતો હતો, છતા લીલાની એ વિનતી એણે ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી કબૂલી લીલા! દિવાની લીલા! ભાગ્યહીન ભિખારણ દોડતી ન્યાયાધિશ પાસે આવી ઉભી આ વેળા ન્યાયાધિશ સુધાના શયનખંડમા જવા પ્હેલુંજ પગલુ ભરી રહ્યો હતો.

"સબૂર! ઓ ન્યાયાધિશ સાહેબ! હુ આવી છુ મ્હારી એક વાત સાભળતા જાવ"

"કોણ ?" પાછુ ફરી ન્યાયાધિશે જોયુ

"એ તો હુ લીલાવતી! એક ભીખારણ!"

"કેમ આવી છે ?"

"ભીખ માગવા ઓ દયાળુ ન્યાયદેવતા! હુ તમારે પગે પડુ છુ મ્હારૂ ઘર તમામ ભાગી ગયુ છે કેવળ આ એક છેલ્લી આશા રહી છે. અને તે મ્હારો જમાઇ એને મારી આપો"

"જમાઇ? કોણ ત્હારો જમાઇ ?"

"ચન્દ્રવદન"

"તુ સુધાની માતા છે ?"

"હા"

"ઓહ્ ! અત્યારે ક્યાથી આવી લાગી ? ઠીક થયુ જો સાભળ. ત્હારી પુત્રીએ પોતાનુ પતિવ્રત મ્હને વેચી તેના બદલામા તેના પતિ ચદ્રવદનને ક્યારનોય છોડાવ્યો છે અત્યારે હુ ત્હારી પુત્રી પાસે, મ્હારી એ અભિલાષાજ પૂર્ણ કરવા જઇ રહ્યો છુ બોલ ! હવે ત્હારે શું કહેવુ છે ? હા–હા–હા–હા–"

"ઓહ્ ઇશ્વર ! હુ આ શુ સાભળુ છુ ? સુધા ! મ્હારી કૂખ ! અને તે અપવિત્ર. હુ આ વાત માનતીજ નથી"

"તો જો. નજરોનજર જોઇ ખાત્રી કર"

શયનખડના દ્વાર ઉપરનો પડદો ન્યાયાધીશે થોડો ઉઘાડી નાખ્યો. પ્રતિજ્ઞા પૂર્ણ કરવા ન્યાયાધિશના શયનખડમા લાખોના વસ્ત્રાલકારથી સજ્જ થઇ સુધા ઉભી હતી લીલાવતી તરફ તેની પૂઠ હતી એક દાસી આયનાની સ્હામે એને ઉભી રાખી એના વાળ ઓળી રહી હતી

"કેમ જોયુ ?" શુ જોયુ ?" ન્યાયાધિશે લીલાવતીને પૂછ્યું

"જોઇ લીધુ જીદગીમા જે જોવાનુ બાકી હતુ, તે પણ આખરની વખતે જોઇ લીધુ"

"બસને ! ત્યારે હવે પાછા પધારો"

"ક્યા ? ક્યા જાઉં ? હવે એમ નહી જાઉ ?"

"એટલે !"

"પૂછે છે શુ ? ઓ નરાધમ ન્યાયાધિશ ! મ્હારી આ ગરીબડી ગાય જેવી દીકરીને આવી ભયંકર પ્રતિજ્ઞાથી બાધી, અવળે રસ્તે ઉતારનાર તુજ છે"

"હા–હા–હૂજ છુ પણ તેનું છે શુ ?"

"બદલો ! મ્હારી કૂખને કાળુ કલક લગાડનાર શયતાન ! હુ ત્હને શ્રાપ દઉં છું કે –"તુ તરફડી તરફડી અતે કૂતરાને મ્હોતે મરજે,"

અહીં લીલા એક અબળા છતા પ્રબળા બની આવેશમા આવી જઇ એકદમ ઉશ્કેરાઇ ગઇ. ન્યાયાધીશનો તોટો ઝાલી એને બોલતો બંધ કરી દેવા તે તેના શરીર ઉપર વિકાળ અને ઝનૂની વાઘણની માફક ધસી ગઇ "શયતાન નરરાક્ષસ ! ઓ વ્યભિચારી કૂતરા ! સાવધ ! સાવધ થા ! ત્હારા આતરડા ચીરી, મ્હારા હાથોને લોહીમા ભિજાવા દે મ્હને હવે એ શાન્તિ જોઇએ છે એ ભિક્ષા જોઇએ છે"

"અરે કોઇ હાજર !" ન્યાયાધિશે ગભરાઇને બૂમ મારી.

બ્હાર ઉભેલો સેવક અદર દોડી આવ્યો "આજ્ઞા સાહેબ !"

"આ ભિખારણને ધક્કો મ્હારી રસ્તામા ફેકી દયો જાવ લઇ જાવ. જલ્દી કરો"

પરન્તુ એ સહૃદય સેવકના હાથ ન ઉપડયા એના ચરણુ લીલાની વિકાળ ચડિકા મૂર્તિ જોતાજ મ્હોડી ગયા તે દીન સ્વરે ઘુટણીએ પડી બોલ્યો, "પ્રભુ ! મ્હારાથી એ કામ નહી બને"

"શુ ? મ્હારો નોકર થઇને આ જવાબ દે છે ?"

"સાહેબ ! બીજુ બધુ હું કરી શકીશ. પરન્તુ સ્ત્રીઓ ઉપર મ્હારા હાથ નથી ઉપડયા, અને નહી ઉપડે"

"તો ચાલતો થા. ત્હારા જેવા બાયલાની નોકરીનુ મ્હને સુદલ કામ નથી"

"ભલે ! પાચ વ્હેતનુ પેટ પોષવા ખાતર આવુ પાપ કરવુ ? ના ના કેટલા વખતને માટે ? કેટલી જીદગીને માટે ? સાહેબ !

ભટકશુ, ભીખ માગીશુ, અગર ભૂખ્યા મરી જઇશું
પરન્તુ નામના સારી તમારાથી કરી જઇશું.
અમારો દાખલો જગની નજર આગળ ધરી જઇશુ,
તમે જો જો ! અમે તો કીર્તિના બાથા ભરી જઇશુ.

નોકરી કરવી તો કદરદાન માલીકની ! તમારા જેવા વ્યભિચારી સ્વામીની નોકરીમાથી આખરે પાપનોજ હિસ્સો ઈનામમા મળશે

થઈને ભિખારી ! ખાધ પર ઝોળી ભરાવો ભીખની,
પણ નોકરી કરતા ન (આવા) કોઇ બેકદર માલીકની
દાનત બગાડે જોઇ જે પર–સ્ત્રી પરાઈ–છોકરી,
શયતાન એવા શેઠની ધિક્કાર કરવી નોકરી

ઉત્તમ ! મજૂર બની (એથી) ઉંચકવો કાષ્ટનો ભારો,
પણ નોકરી (આવા)પાપાત્માની ઠોકરે મારો"

"તો જા હુ પણ ત્હને ઠોકરે મારુ છુ"

ન્યાયાધિશે એ ગરીબ સેવકને ધક્કો મારી દરવાજા બ્હાર કાઢી મૂકયો લીલાને તેણે પકડી, "બોલ ! તુ પણ બ્હાર જાય છે કે નહી?"

"ત્હારો જીવ લીધા વિના હુ અહીંથી એક ડગલુ પણ દૂર નથી જવાની"

"તો તુ પણ મ્હારી સત્તાનો સ્વાદ ચાખતી જા"

બીજા બે સેવકોને ન્યાયાધીશે બૂમ મારી બોલાવ્યા નિર્દય ન્યાયાધિશે તેમને પોતાની કડક અને કઠોર આજ્ઞા સભળાવી દીધી રાક્ષસી હૃદયના આ સેવકો શેઠને સારૂ લગાડવા લીલાવતીને ઉપાડી બ્હાર આવ્યા

નિષ્ઠૂર ન્યાયાધિશના એ બેરહમ સેવકોએ પણ પોતાના સ્વામીની આજ્ઞાનુ અક્ષરશ પાલન કર્યું ઉચા પગથીયા ઉપરથી રબરનો દડો જેમ નીચે જમીન ઉપર હસતા હસતા ફેકી દઇએ, તેમ લીલાવતીને તેમણે ઉછાળી મૂકી.

"શુ થયુ ?" એ જોવાની તેમને જરૂર ન્હોતી પગથીઆનો જબરો પત્થર વાગવાથી એનુ માથુ ફૂટી ગયુ પીઠનુ હાડકુ ભાગી ગયુ આખુ શરીર છોલાઇ, લોહી લોહાણુ થઇ ગયુ અનાથ લીલાવતી નિર્દય ન્યાયાધીશના–જુલ્મી સત્તાધીશના આગણામા શરીરની શુદ્ધિ ખોઈ અર્ધ નગ્નાવસ્થામા જમીન ઉપર ચત્તિપાટ પડી.

\+ + + +

આ સમયે રાત્રિ પડી ચૂકી હતી લીનાવતીની કોણ સભાળ લે ? પણ પેલો સહૃદય સેવક ! ન્યાયાધીશથી દડાયલો નિર્દોષ નોકર ! નિરાધાર લીલાની વ્હારે આ વેળા ધાયો પોતાને એક ગરીબ વૃદ્ધ માતા, અને પ્રિય પત્ની સિવાય બીજુ કોઇ ન્હોતુ દુખના ખોળામા ઉછરેલો આ દયાળુ સેવક કે જેનુ નામ **દયાવીર** હતુ, તે પોતાના ન્હાના સરખા મકાનમા લીલાને ઉચકી લઇ ગયો મા–દીકરા અને વહૂની ગરીબ ત્રિપુટીએ બેશુદ્ધ લીલાની સપ્રેમ સેવાચાકરી કરવા માડી. એક અમીરનુ દીન કેવુ ? જ્યારે એક **ગરીબનુ દીલ** કેવુ ?

* * * *

બીજા દિવસનુ પરોઢ ફાટયુ મળસ્કામાજ બંસીવર ન્યાયાધિશને મકાને આવી પ્હોચ્યો બ્હાર સેવક ઉભેલો હતો, તેને કહ્યુ "મ્હારે ન્યાયાધિશને મળવુ છે"

"શુ કામ છે ? એઓ આજે નહી મળી શકે"

"કારણ ?"

"એમની તબીયત સારી નથી"

શુ થયુ છે?"

"પણ તમારે શુ કામ છે ? તે તો કહો ?"

"હુ ચદ્રવદનનો સસરો થાઉ છુ મ્હારૂ નામ બસીધર ન્યાયાધિશને જઇ એટલુજ કહો કે જે છોકરીને તમે વધસ્થાનમાથી ઘાયલ સ્થિતિમા મોટરમા નાખી ઘેર લઈ આવ્યા છો, એનો પિતા એને મળવા અને લેવા આવ્યો છે"

"તમે સુધાની વાત કરો છો ?"

"હા-હા એજ. હુજ એનો અભાગી પિતા !"

"એ તો કાલે રાત્રેજ મરી ગઇ"

"મરી ગઇ ? હે ? કેવી રીતે ?"

"આપઘાત કરી ને ?"

"આપઘાત કરવાનુ કારણુ"

"એ બધી વાતની મ્હને ખબર નથી"

"એને અગ્નિસસ્કાર તો હજુ નથી થયોને ?"

"ના ! પણ હુ ધારૂ છુ કે મ્હારા શેઠ અત્યારે એજ કાર્ય કરી રહ્યા હશે"

"તો જવા દે ભાઇ ! મ્હને છેલ્લવેલ્લુ મ્હારી એ છેલ્લી પુત્રીનુ મોઢુ જોઇ લેવા દે"

"ઉભા રહો...હુ અદર જઇ મ્હારા શેઠને એ વાતની ખબર કરૂ"

નોકર ગયો તેને પાછા ફરતા જરા વાર થઇ હવે બસીધરનું દીલ ધૈર્ય ન ધારી શકયુ તે વગર રજાએ મકાનમા દાખલ થયો



# પુષ્પ:-૧૨ મું.

## " પ્રાયશ્ચિત્ત. "




વિકા સંધ્યા, આછા અંધકારના રંગોવડે કૃષ્ણ-સ્વસ્તિકો જગત્‌ને આગણે પૂરી રહી, એટલે શશિદેવની પ્રિય સુભાર્યા દેવી શર્વરીએ સામ્રાજ્ય શાસનાર્થે જવા પ્રિય સાહેલી ચંદ્રિકાને લઇ ગગનદ્વારમાંથી બ્હાર પગ મૂકયો શશિદેવ સુધા વર્ષાવતા આકાશ-મ્હેલમાં તારામણો રૂપી સૈન્યની કવાયત લેવામા રોકાયા, એ દરમ્યાન પતિદેવની આજ્ઞા લઇ રજની અને ચંદ્રિકા સૃષ્ટિ ઉપર આનન્દ-વિહાર કરવા ઉતરી પડયા સખીઓમાં સતાકુકડીની રમત શરૂ થઇ શ્વેત-અભ્રને ઓથે રહી શશિદેવ આ નિર્દોષ રમતગમ્મત જોઇ રહ્યા હતા ચંદ્રિકાને માથે દાવ હતો સંધ્યા અને શર્વરી ઉભય લપાઇ ગયા હતા અર્થાત્ રાત્રિ હોવા છતા, શુકલપક્ષ હોવાને લીધે, ચંદ્રિકાનો નિર્મળ ધવલ પ્રકાશ સારી સૃષ્ટિ ઉપર સફેદ ચાદર ઓઢાડી રહ્યો હતો.

ન્યાયાધીશની આજ્ઞાથી એક દાસીએ સુધાને અણુમૂલ વસ્ત્રાલંકારો સજાવી શણગારી પોતાની પાપી વાસના પૂરી કરવા ઉત્સુક અને અધીરો બનેલો શ્રીમાન્ તથા સત્તાધીશ શયતાન સારી રીતે બનીઠની એ શણગારેલા શયનખંડમા વખત થતા આવી પ્હોચ્યો. લીલાવતીને ધક્કો મારી ઓટલેથી ફેંકી દીધાને એક કલાકનો સમય થયો હશે!

સુધા આ સમયે મશરૂની પોચી શ્વેત શય્યા બિછાવેલા સુશોભિત પલંગ ઉપર ચત્તિપાટ પડેલી હતી તેની આંખો બંધ હતી એ ઉંઘી ગઇ હતી સમજી લ્યો કે સદાને માટે !

એના નૌતમ ચીરો ચોળાઇ–ચુંથાઇ ગયા હતા ગજરો બાંધી સુન્દર રીતે ગુંથેલી વેણીની લટો ઢીલી થઇ વિખરાઇ ગઇ હતી સૌભાગ્ય કુમકુમનો લાંબો લીસોટો રદ્દ ગયો હતો કંઠ, હાથ, અને પગના અમૂલ્ય અલંકારો પણ વસ્ત્રની માફકજ અવ્યવસ્ત થઇ ગયા હતા

શયનખંડના પ્હેલુંજ પગલું મૂકતા આ ભયંકર દેખાવ એ નરાધમ ન્યાયાધીશની આંખે પડયો. જોયું જેનાજ એ કંપ્યો ધ્રૂજતા પગે એ પલંગ પાસે આવ્યો ગડગડતા હૈયે, પોતાનો ડગમગતો, અપવિત્ર હાથ એ પવિત્ર બાળાના હૃદયપ્રદેશ ઉપર અને કપાળે મૂકયો. શરીર ઠંડુ થઈ ગયું હતું. લાવણ્યને બદલે શ્યામતા છવાઇ ગઇ હતી તેનામાં નહીં જેવું ચૈતન્ય હતું એનો જીવન–દીપક જો કે બઝાઇજ ગયો હતો, પરંતુ ઝાંખી પડતી પ્રાણ–દીવેટ છેલ્લટનો લાલ–પ્રકાશ પલકને માટે નાખી રહી હતી

ગભરાયેલો ન્યાયાધીશ દોડયો ગુલાબજળની શીશી લાવી તેણે સુધાના વદનકમળ ઉપર ઉંધી મારી હોલવાતો અંગારો જેમ છેલ્લી ફુંકથી એક વાર એકદમ વીજળીની માફક ચમકારો મારી ઠરી જાય છે, તેમ સુધાની જીવન–જ્યોત પણ. "ઓહ પ્ર ભુ ! પ તિ દે વતા ! હું પવિત્ર ને નિર્દોષ છું મ્હે " કે'તા બૂઝાઇ ગઈ

તેની જીભ ખેંચાઇ ગઇ આંખો મીંચાઇ ગઈ મોઢું ખુલ્લુ રહી ગયું પ્રભુના ધામમાં એ પવિત્રતાની પ્રતિમા પ્હોંચી ગઇ. સતી ધર્મને કલંક ડાઘ લાગતા પ્હેલા, સ્વામીનાથના અંતિમ શબ્દો સંભારીને

એણે આપઘાત કરી નાખ્યો એના સતીધર્મ અને શિયળ સરક્ષાયા હતા પતિ પ્રતિનો ધર્મ પણ બજાવાઇ ચૂક્યો હતો કૂળ, કૂખ, કીર્તિ અને નામ ચારે નિષ્કલકીત રહ્યા હતા

ગમે એવા કઠણ કાળજાના પાપાત્માઓ કે જેઓ દ્રષ્ટાંતથી નથી પક્ષળતા, નથી સુધરતા, નથી સમજતા, તેઓ પણ આવા પ્રસગો નજરોનજર નિહાળતા ઘણી વાર સુધરી જાય છે અત્રે પણ એમજ બન્યુ. ન્યાયાધીશનો કામ વિકાર સુધાના આત્મસમર્પણે ચાલ્યો ગયો તેનું જીવન અને હૃદય મને પલટયા આંખો ભીની થઇ ગઇ બે હાથો વચ્ચે માથુ દાબી તે જમીન ઉપર અવનત મુખે જોઇ રહ્યો તેનુ પાપી દીલ હવે તેને ડખી રહ્યુ હતું "રે! અભાગી આત્મા! હે આ શુ સાહસ કર્યું ?"

એકાએક ન્યાયાધિશની નજર મૃત સુધાના શરીર ઉપર પડી. તેના જમણા હાથમા એક બધ પરબીડીયુ હતુ તેની ઉપર એટલા શબ્દો લખેલા હતા કે –


મ્હારા ભૂલેલા ભાઇને'

— તેની —

' આ પવિત્ર બ્હેન તરફથી "

'ભૂલેલા ભાઇ? તે હુ પોતેજ નરાધમ!" ન્યાયાધીશે કવર ફાડયુ માહે બે પત્રો હતા એક ઉપર પોતાનુ નામ અને બીજા ઉપર "મ્હારા પ્રિય પતિદેવના ચરણ કમળમા" આટલા શબ્દો લખેલાં હતા ન્યાયાધિશે ધ્રુજતે હાથે પોતાની ઉપરનો પત્ર ઉઘાડયો. વાચ્યો.

ભૂલેલા ન્યાયાધિકારી ભાઇ ?

મ્હારા મૃત્યુથી જો ત્હારી આંખો ખુલી ગઈ હોય, ત્હારા હૃદયમા દયા, તથા પાપ, અને પ્રભુનો ડર ઉત્પન્ન થયો હોય, તો મન-વચનમા કરેલુ એ કાળુ પાપ ! મ્હારી માફક ! પશ્ચાત્તાપ કરી ધોવાને તૈયાર થજે મ્હે મુદ્રિકા ચૂસી આપઘાત કર્યો છે ત્હને જો મ્હારે માટે કાંઈ પણ લાગે તો ! નહિ તો છેવટ ઈશ્વરને ખાતર ! એટલુ આજીજીપૂર્વક માગી લઉ છુ, કે આ સાથે બીડેલો બીજો પત્ર મ્હારા, અભાગીનીના, દુ ખીયા પતિદેવને હૈયુ બાળવા હાથોહાથ પ્હોચ્ડજે એજ

લી ત્હારી પવિત્ર બ્હેન 'સુધા.'

પત્ર પૂરો વાચ્યો વાચતાજ હાથમાથી સરી હેઠે પડી ગયો એક હાય ! મારી તે જમીન ઉપર બેસી ગ્યો "ઓ પ્રભુ !" તેના પાપી મુખમાથી પ્રથમ વાગ પ્રભુનુ પવિત્ર નામ નિગ્ળ્યુ

*　　*　　*　　*

રાત્રિ જોતજોતામા પૂરી થઇ ન્યાયાધિશ શબને કેમ ઠેકાણે કરવુ ? એજ વિચારમા ધોળાતો હતો ત્યા પ્રભાતના આછા અજવાળા પડયા

"સાહેબ ! બ્હાર સુધા બ્હેનના પિતા બસીધર આવેલા છે તેઓ તમને મળવા માગે છે" નોકરે આવી સમાચાર આપ્યા

સેવક આવ્યો, એટલે ન્યાયાધિશે ઉચુ જોયુ મળસ્કુ થયાનુ તેને ભાન થયુ તે ચોકીને બોલ્યો "કોણ આવ્યુ ? બસીધર ! હવે શુ થશે ? જ.. જા.. એને, ના કહી દે કહી નાખ કે એ ઘરમા નથી."

પાપ છૂપાવવા ગભરાયલા ન્યાયાધીશે સુધાના શબ ઉપર એક લુગડુ ઓઢાડી દીધુ નોકર પાછો ફરે તે પ્હેલા તો બસીધર ન્યાયાધીશને શોધતો તે ઓરડામા આવી પ્હોચ્યો

"કોણ ? બસીધર !"

"જી—હા "

"આમ અત્યારમા ? આ વખતે એકાએક અહીં આવવાનુ કારણ ?"

"મ્હારી પુત્રીને મળવા ન્યાયાધિશ સાહેબ ! તમે એક ઉપકાર કરી મ્હારા જમાઇને ફાસીની સજામાથી છોડાવ્યો છે બીજો ઉપકાર મ્હારી ઘાયલ પુત્રીને તમારે ત્યા આણી કીધો છે હવે ત્રીજો ઉપકાર એ મ્હને સહીસલામત સોપી કરો આ બસીધર તમને જીંદગીભર નહી ભૂલે"

"સુધા ! અફસોસ ! એતો પોતાની ફરજ બજાવી ચાલતી થઇ"

"એટલે શુ મરી ગઇ ?"

" હા ! બસીધર ! મ્હોત આગળ કોઇનો ઇલાજ નથી "

"પરન્તુ ક્યારે ? ક્યા ?"

"અત્યારેજ, અને અહીંયાજ "

"ક્યા છે ? મ્હને બતાવો તો ખરા !"

"પેલી રહી જાવ પાસે જઇ, એને બરાબર જોવી હોય એટલી ધરાઈ ધરાઇને જોઇ લો એ હવે મ્હારી, તમારી કે કોઇની પણ નથી રહી એને ધારીધારીને જોવામા હવે પૂણ્ય પણ નથી તેમ પાપ પણ નથી."

પાગલ પિતા દોડયો ઓઢાડેલુ વસ્ત્ર ખેંચી લીધું શુ જોયુ ? ભરચક વસ્ત્રાલંકારોથી વિભૂષિત છતા કેમ જાણે બળાત્કારથી ચુંથાયલુ શબ ન હોય ! બસીવરના રૂવેરૂવા હાલી ઉઠયા એ આ ભયાનક દેખાવ વધારે વાર ન જોઇ શકયો એક ડગલું પાછળ હઠી એણે ન્યાયાધીશને ખભામાંથી પકડી હલાવ્યો "કેવી રીતે મરી ?"

"ચંદ્રની સજા ફાંસીમાંથી ફેરવાઇ કાળાપાણીની થઈ, એટલુ પણ એનુ કોમળ હૃદય ન સહી શકયુ એટલે કેનદ્ર આપઘાત કીધો"

"પણ કેવી રીતે ?"

"તેનીજ મ્હને પણ સમજણ પડતી નથી"

"બસ કરો ન્યાયાધિશ સાહેબ ! શુ તમે મ્હને આંધળો માનો છો ? છેકજ મૂર્ખ સમજો છો ? શુ હું હજુ તમારે મન ન્હાનો દુધ પીતો બાળક છુ ?"

"કોણે કહ્યુ ?"

"તો પછી જવાબ આપો બનાવવાની વાત છોડી દયો તમારા એ બ્હાના મ્હારી પાસે ! જમાનાના અને સંસારના સજ્જડ અનુભવી પાસે જરા પણ નહી ચાલે સમજ્યા ?"

"સમજ્યો"

"તો બતાવો, એના શરીર ઉપર આ વસ્ત્ર ! આ ઘરેણાં ! કેવા ? કયાંથી આવ્યા ? કોના છે ? કોણે પહેરાવ્યા ?"

ન્યાયાધિશ આનો જવાબ આપતા ગુંચવાઈ ગયો તેની જીભે ગોટા વળવા માંડયા વાણી તૂટવા લાગી પગ ધ્રુજવા લાગ્યા "તે તે...તે...ની મ્હને કંઇજ પણ ખબર નથી."

"જુઠ્ઠુ બોલો છો આમા કાઇ છૂપો ભેદ છે મ્હને તો સુધાના મ્હોતમા તમારોજ હાથ લાગે છે મ્હારી છોકરી ઉપર તમે બળાત્કાર કીધો હોય, એમ એના આ વેશ, પોશાક, અને છિન્નભિન્ન હાલત ઉપરથી સાફ્સાફ માલમ પડે છે."

'બસીધર ! વિચારીને બોલો તમે કોના ઉપર આ આરોપ મૂકો છો ?" પોતાના શેઠનુ તાણુવા ન્યાયાધિશ તરફથી પેલો નોકર બોલ્યો "ખાય તેનુ ગાય"

"રહે રહે ! તુ દોઢ ડાહ્યો થા મા મ્હાર જા તમારા લોકોની સોનેરી જાળ મ્હારી પાસે નહી બિછાવાય"

"પણ મ્હારા ઉપર શા આધારે આરોપ મૂકો છો ?' ન્યાયાધિશ નોકરની હુકે હવે જરા ખખડીને બોલ્યો

"તમારા નહી પણ હવે ત્હારા ! ઓ વ્યભિચારી કૂતરા ! કામના ગુલામ ! દગાગોર નર-પિશાચ ! આ ત્હારા અધમ અત્યાચારનુ જ પરિણામ છે, એમા શક નથી મ્હારી સુધાએ ત્હારી કામવાસનાનો ભોગ થતા બચવાનેજ આ રસ્તો લીધો છે"

એટલામા એની નજર ન્યાયાધિશના હાથમાથી સરી તેના પગ પાસે પડેલા પત્ર ઉપર ગઇ બસીધરે તે ઉપાડ્યો વાચી લીધો ન્યાયાધિશનુ પાપ હવે પકડાઇ ગયુ

"લે આ સાબીતી, આ પૂરાવો ! હવે શુ કહેવા માગે છે ? આ મ્હારી સુધાના હસ્તાક્ષર ! વીટી ચૂસી આપઘાત કરવાનુ કારણ આ પત્રમાથી સ્હેજે સમજાય એવુ છે છતા જુઠ્ઠુ બોલી મ્હને ઠગે છે ? બોલ સાચુ બોલ નહી તો ત્હારૂ ગળુ દબાવી દઇશ."

બસીધરે સિંહ-સમાન ત્રાપ મારી શિકારની માફક ન્યાયાધિશને ખોચીમાથી ઝાલ્યો ન્યાયાધીશે બચાવ માટે બૂમાબૂમ કરી મૂકી ઘરમાંના તમામ નોકરો ત્યા આવી લાગ્યા બસીધર તેમના હાથમા સપડાઈ ગયો.

"જાવ લઈ જાવ બદમાશ પાગલને ધક્કા મારી બ્હાર ફેંકી દ્યો."

"હુ પાગલ અને બદમાશ! કેમ! ઠીક છે! ઠીક છે! ઓ દયા, ધર્મ, ને સત્યની સાક્ષાત્ મૂર્તિ! હા શુ કરૂ? હુ નિર્ધન છુ. તુ ધનવાન છે હુ લાચાર છુ, તુ સત્તાધીશ છે નહી તો અત્યારેજ, આ ક્ષણેજ, ત્હને ત્હારા આ કાર્યનો અન્જામ બતાવી આપતે પરન્તુ અફસોસ! તેમ નથી છતા ઇશ્વર ત્હને આ ત્હારા અઘોર કૃત્યનો બદલો આપવો નહીજ ચૂકે પ્રભુની ઇચ્છા હશે, તો આપણે એક વખત ફરી મળીશુ, તે વેળા અકેકેકને જોઇ લઇશુ આજે નથી વ્હેચાયુ, તે તે વેળા—ભવિષ્યમા બરાબર વ્હેચી લઇશુ"

*          *          *          *

ન્યાયાધિશના નોકરો વડે ધક્કો મારી બ્હાર કઢાયલા બસીધરના મુખમાથી એટલાજ શબ્દો બ્હાર પડયા, કે—"સુધા! સુધા! પતિને બચાવવા તુ જુઠ્ઠુ બોલી હતી, સતી—ધર્મ ચૂકી હતી, તેનું આ યોગ્ય પ્રાયશ્ચિત્ત થઈ ચૂક્યુ છે"

એક ડગલુ તે આગળ વધ્યો એટલામા ત્યાથી પસાર થતા એક માણસને કાને બસીધરના આ અતિમ શબ્દો પડયા "મ્હારી લીલા આ વાત જાણશે! કે સુધા સ્વધામે સચરી છે, ત્યારે હાય"

પેલો માણસ થોભ્યો, બસીધરની પાસે આવ્યો "ભાઇ! તમે હમણા શું બોલ્યા? ફરીથી બોલો જોઉ? "લીલા! એકોણ!"

સચિત્ર ઐતિહાસિક નવલકથા

# વિનાશીની વામા

પ્રકાશક—ડા છગીલાલ જીવણલાલ બુકસેલર અને પબ્લીશર.



મુસલમાન કન્યાનું હિંદુ રાણી તરીકે બહાર પડવું, રાજદરબારી કાવાદાવા, બાપને હાથે દીકરાનું ખૂન.

યાને રામરાજાનો સર્વનાશ પૃષ્ઠ સંખ્યા ૩૫૦ કાર્ડબોર્ડપૂંઠીનુ

સચિત્ર કવર ગ્લેઝ કાગળ રૂા ૨) રફ રૂા ૧॥

બંસીધરે પોતાની ટુંક ઓળખાણ આ અજાણ્યા જીજ્ઞાસુને આપી તુર્તજ તે બોલ્યો, "ત્યારે તો ભાઇ ! તમેજ. મ્હને તમારૂ જ કામ છે. ઠીક થયું કે તમે અહીંજ મળી ગયા. પ્રભુ પણ મ્હેરબાન લાગે છે."

"એવું શું છે ?"

"આપની સ્ત્રી લીલાવતી મ્હારે ત્યાં મરણ પથારીએ પડેલી છે. હું એમને માટે દવા લેવા જાઇ રહ્યો છું એમને શ્રીમુખે મ્હેં તમારૂં નામ સાંભળ્યું છે તેઓ પોતાના પતિનુ, એટલે તમારૂ મુખ મરતા પ્હેલા એક વાર જોવા વલખા મારી રહ્યા છે મહાશય ! કૃપા કરી પધારો."

"લીલા ! અને તે સુર્યપુરમાં ? ઓ પ્રભુ ! ત્હારી કેવી લીલા ! ભાઇ ! તમે કોણ ? તમારે ત્યાં મ્હારી એ અભાગીની પત્ની ક્યાથી આવી ચઢી ?"

"એ બધુ હુ તમને ત્યા ગયા પછી નિરાંતે કહીશ."

બંસીધરને લઇ દયાધર પોતાને ઘેર ગયો.

* * * *

સુધાના શબને ન્યાયાધિશે અંતિમ અગ્નિદાહ દીધો. પેલો પત્ર ચંદ્રને આપવો કે નહી ? એ વિચાર થયો. છેવટ ધોવાય એટલુ પાપ ધોઇ નાખવા તેણે નિશ્ચય કર્યો. તાબડતોબ મોટરમાં બેસી, પત્ર લઇ તે કારાગૃહે ગયો

"ચંદ્ર !"

"કોણ ? ન્યાયાધીશ !"

"હા ! કેમ આનન્દમા તો છે ને ?"

"કારાગૃહમા ગોધાયા પછી એવો પ્રશ્નજ કરવાનો ક્યા રહ્યો ? છતા આપની કૃપાથી મ્હને અહીં પણ આનન્દજ છે કહો મ્હારી સુધાની શી ખબર છે ?"

"ત્હારી સુધા પોતાની ફરજ પૂરી કરી ગઇ"

"ગઇ ? હા ! મ્હને ખબરજ હતી, પરન્તુ મ્હને મૂકીને ?"

"લે ! આ ત્હારી પ્રિયતમાનો છેવટનો સદેશ"

ન્યાયાધીશે ગજવામાથી પત્ર કાઢી ફેંકયો ચન્દ્રે એને વારવાર ચુમી આંખે અને છાતીએ લગાડયો હરખભેર વાચવા માડયો વાચ્યો ફરી વાચ્યો વાચ્યા પછી તે તેના હાથમા ન રહ્યો નીચે પડી ગયો

"ઓ ! મ્હારી પવિત્ર પ્રિયતમા ! ત્હે આ શુ કર્યું ? મ્હારો કઇ તો વિચાર કરવો હતો ? હાય ! જનારી ! તુ તો ગઈ ! પણ હવે મ્હારૂ શુ ?"



# પુષ્પઃ—૧૩ મું.

## "બળતામાં ઘી."





યાધરના ઘરના એક પુરાણા પલગ ઉપર અત્યારે મૃત્યુનો છેવટનો શ્વાસ લેતી લીલાવતી પડેલી હતી. તેની એક બાજુએ દયાધરની વૃદ્ધ માતા, અને બીજી બાજુએ દયાધરની સુશિલ ભાર્યા સુલક્ષણા બેઠી હતી કઇક ભાનમાં આવતાં લીલા બડબડી.

"બ્હેન ! મ્હારા પતિ આવ્યા ? એમની ભાળ મળી ?"

"મ્હારો દયાધર એમની શોધમાંજ ગયો છે. એ હમણાંજ આવશે" ડોશીએ દિલાસો દીધો

એટલામા બારણા ઉઘડયા દયાધર બસીધરને લઇ અદર આવ્યો. "જુઓ ! તમારી લીનાની દશા તો નિહાળો !" દયાધરે બસીધરને અચેતન લીલાવતીને બતાવતા કહ્યું

"લીલા ! મ્હારી લીના ! ત્હારી આ શુ દશા ?" કહી બસીધરે પલગમા પડેલી લીનાના બને હાથ પોતાના હાથમા લઇ લીધા

લીલાની આખો ઉઘડી ગઇ પતિદેવને તેણે પ્રેમાળ નેત્રોએ ધરાઇ ધરાઇને જોઇ લીધા તેનાથી એટલુજ બોલાયુ, "તમે આવ્યા ?"

"હા, હુ આવ્યો છું લીલા ! તું અહીં કયાથી ?"

"તે મ્હને પૂછો." કહી દયાધરે પોતાની તથા લીલાવતીને સ્વમુખે સાભળેલી વાત બસીધરને કહી સંભળાવી નફ્ફટ ન્યાયાધિશેજ પોતાની પ્રેમાળ ભાર્યાની આ દશા આણી છે, એ સાભળતા બસીધરનો ક્રોધ કાબુમા ન રહ્યો તે ગર્જી ઉઠયો "લીલા મ્હારી લીલા ! ત્હારા આ અપમાનનો બદલો આ બસીધર બરાબર લેશે"

"ભાઇ શાન્ત થાવ" દયાધરે એને શાન્ત પાડવા માડયો.

"હવે શાન્તિ ! પેલા ભવે !

બહુ વેઠયુ, હવે હાર્યો ! બધી હિમત સરી ગઇ છે,<br>
-છવાઇ શોકની છાયા હવે શાન્તિ મરી ગઈ છે.<br>
સહનશિલતા અને ધીરજ વિધાતા ! એ હરી ગઇ છે.<br>
જગત્‌મા ન્યાય નહી જોતા મતિ મ્હારી ફરી ગઇ છે

દયાધર ! દયાધર ! હું તો ધારતો હતો, કે—

જગત્‌માં ન્યાય નીતિ છે, પરન્તુ હાય ! હૈં નથ્થી,
પ્રભુને ઓળખી ચાલ્યો છતા ઇન્સાફ પણ નથ્થી
રચી છે ઇશ્વરે આલમ છતા ઇશ્વર નથી એમા,
ધૂતારાએ ભરી ધરતી પછી ધર્મી રહે શેમા ?

જો !

વ્યાપી રહ્યા છે વિશ્વના અણુ માત્રમાં અવનીશ એ,
તો કેમ એ જોતા નથી આ નીચ ન્યાયાધીશને ?
સત્તા અને સંપત્તીનું અભિમાન એની આંખમા,
પણ ક્યા ખબર છે ! ભલભલા રોળાઇ સૂતા રાખમા."

"વ્હાલા ! મ્હારી સુધાની શું ખબર છે ?"

"ગઇ. એ ત્હારી અભાગી દીકરી પણ એજ કર્મેશ કાળના પાસે પરલોક પ્હોચી ગઇ"

"હાય ! એ દીકરીએ મ્હારી કૂખ લજવી"

"કોણ કહે છે ? લીલા ! ત્હારી દીકરીનુ મ્હો હું જોઇનેજ ચાલ્યો આવુ છું. એ લંપટ ન્યાયાધીશ એના પવિત્ર અંગને સ્પર્શ કરે, એ પ્હેલા તો એ આપઘાત કરી આ દુનિયા છોડી ગઇ છે. નીચ નરાધમની ધારણા ધૂળમા મળી છે. મ્હારૂં નામ અને ત્હારી કૂખ બંને નિષ્કલ કીત રહ્યાં છે."

સુધાના મ્હોતના આઘાતે લીલાના હૃદય ઉપર ભારે અસર થઇ. પોતાની પુત્રીએ પવિત્રતા રક્ષવા પ્રાણ સમર્પ્યો છે, એ છેવટનો બોલ સાભળી, તેણે પતિનું મુખદર્શન કરી પ્રાણ છોડયો.

સુધાના તાજા હૃદયાઘાત ઉપર લીલાદેવીના મૃત્યુનો ફટકો બસીધરથી ન સ્હેવાયો. એક તો તે ઉપરા ઉપરી પ્રિયના મૃત્યુ-ઘાથી

બળી રહ્યો હતો, તેમાં પત્નીના મૃત્યુએ બળતામાં ઘીની ગરજ સારી. "ઓ લીલા ! લીલા ! દેવી ! દુનિયામાં મ્હને એકલો છોડી તું ક્યાં ગઇ ? હાય ! તમે બધાય એક પછી એક ચાલતા થયા. કોઇ પણ મ્હારી ઓથે ન રહ્યું મ્હને મ્હોત ન આવ્યું. હું એકલોજ રહી ગયો."

તે વારવાર લીલાના શબ ઉપર પડયો. આ તેનુ છેલ્લુંજ પ્રિય-મૃત્યુ હતુ, જેની ઉપર તે આસુ વેરી રહ્યો હતો. દયાધરે એને વાર્યો.

"બહુ થયું બસીધરભાઇ ! તમે આમ કલ્પાત શું કરો છો ? જેનો દોર પ્રભુના હાથમા છે ત્યા આપણો શો ઉપાય ચાલે એમ છે ? જન્મ્યુ એ જવાનુજ, અને ખીલ્યુ તે ખરવાતુંજ. એનો હરખ-શોક શો કરવો ?"

"એ બધુય મન મનાવા માટે ! દયાધર ! દયાધર ! મ્હારા બ્હોળા કુટુબમાંથી આજે હું એકલોજ બાકી રહ્યો. નિષ્ઠૂર હિન્દુ સમાજે મ્હારી સ્વર્ગિય આશાઓ ! અને સોનેરી સસાર-સ્વપ્નાઓ છૂદી નાખ્યા હુ પણ આપઘાત કરી હવે છૂટો થાઉં. ના. ના મ્હારે તો હજુ એ નરાધમ ન્યાયાધીશને બદલો આપવો છે દયાધર ! મ્હારી લીલાના શબને તમે અગ્નિદાહ દેજો હુ જાઉં છું. હવે મ્હારી પાછળ રડનાર કે ખાનાર કોઇ નથી મ્હારી માલ-મીલકત જે કંઇ શ્રીનગરમાં છે, તે તમામ હું તમને સોંપુ છું તમારા કરેલા આ ઉપકારના ઋણમાથી છૂટો થાઉ છુ જીવીશ તો પાછો મળીશ, નહી તો હવે છેલ્લા રામરામ."

દયાધરને પોતાનો પૈસો, તથા પ્રમદાનુ શબ સોંપી દીવાનો અને ઉશ્કેરાયલો બસીધર ન્યાયાધીશની ખબર લેવા આંખના પલકારામા ત્યાંથી ચાલ્યો ગયો.

---

# પુષ્પ:—૧૪ મું.

## "પ્રિયતમાની પાછળ."

આપની અભાગીની ચરણકિંકરીનો આ અંતિમ પત્ર છે પ્રભુ! આપના શબ્દો મ્હેં યથાર્થ પાળ્યા છે પવિત્રતા નષ્ટ થતા પ્હેલાજ મ્હેં આત્મહત્યા કરી પ્રાણ વિસર્જન કર્યાં છે આપને આ પત્ર પ્હોચશે, ત્યારે તમારી સુધા આ દુનિયામાં નહી હોય! હું ઉપર જઈ, ત્યાં તમારી રાહ જોઉં છું સત્વર આની મ્હને મળજો મ્હારા નાથ! આંખમાં આંસુના ધોધ ઉભરાય છે નથી લખાતું હાથ પણ ધ્રુજે છે, કદી કદી આ દાસીને સંભારતા રહેજો મરતાયે તમારૂં નામ હોઠેથી નથી છુટ્યું હૈયેથી નથી ખસ્યું તમારૂં શુભ નામ લઈ હું તમને, અને તમામને છોડી જાઉં છું એજ

લી તમારી પવિત્ર સુધાના પ્રણામ.



આજ પત્ર કે જે મરતા મરતા સુધા પોતાના પતિદેવની ઉપર લખી ગઇ હતી આ તેજ પત્ર જે કારાગૃહમાં ચંદ્રવદન વાંચી ચૂક્યો હતો આ એજ પત્ર કે જે તેને બેહોશ બનાવી ધરણી ઉપર ઢાળી નાખી, પોતે પણ નીચે ઢળી પડ્યો હતો.

ચંદ્રવદન પુનઃ ઉભો થયો ફરી એ પત્ર હાથમાં લીધો ફરીથી વાંચ્યો તે ન ધરાયો તેની આંખોનાથી આંસુની અખંડ ધારા વહી રહી હતી. "સુધા! દેવી! મ્હારી પ્રિય! પવિત્ર દેવી! ત્હેં જરા ઉતાવળ કરી."

કેમ જાણે એ પત્રમા તેની પ્રિયતમાની મનોહર છબીજ ન આલેખાઇ હોય તેમ એમા ધારી ધારીને જોઈ, એને સબોધી તે ઠપકો આપવા લાગ્યો. ન્યાયાધીશ એ પ્રેમઘેલા પ્રિયતમ તરફ જોઈ બોલ્યો, "ચદ્ર! હવે શો વિચાર? પ્રાણેશ્વરીનો મૃત્યુ-સદેશ પ્હોચ્યોને?"

"જી હા! આપની કૃપાથી અને એ બદલ હુ આપનો જેટલો આભાર માનુ એટલો ઓછો છે"

"ચદ્ર! ત્હારે અહીંથી ન્હાસી છૂટવુ છે? બોલ."

"શા માટે?"

"જીવ બચાવવા"

"કોને માટે? હવે કોને માટે એ પાપકર્મ કરવુ? જેને માટે મ્હે આ દશા આણી, જેને માટે હુ આવી અસહ્ય યાતનાઓ વેઠીને પણ જીવન ટકાવી રહ્યો. એ તો ગઈ હવે આ જીવન કોને માટે ટકાવવુ?"

"ગાડા રે ગાડા! શિર સલામત તો પઘડીયાં બ્હોત. નર ભ્રમર છે ગમે એ કુસુમકળીનો ભોક્તા એ થઇ શકે છે એકજ સ્ત્રીમા બધાઈ, એનેજ બધો પ્રેમ આપી દેવો, જીદગીભર એનાજ ગુલામ થઇ રહેવુ અને એનેજ ચ્હાવી, એવુ કોણે કહ્યુ?"

"બસ કરો આ બધુ ક્યાથી શીખ્યા? અને તમે કોને શીખવાડી રહ્યા છો? શરમાવ! તમારૂ કાળુ હૃદય હુ બરાબર જાણુ છુ આ ચદ્ર ગમે તેવો છે, ચોર છે, ખૂની છે, પણ તમારા જેવો નીચ, વિશ્વાસઘાતી, અને કામાધ કૂતરો નથી સમજ્યા? અત્યારસુધી જીવન ધરી મ્હે એકજ સ્ત્રીને-એનેજ-ખરા દીલથી ચાહી છે, વફાદાર રહ્યો છુ"

"હવે જોયો જોયો ત્હને એક પત્નીવ્રત ધારી જેને માટે તુ આટલો ટળવળે છે, તે ત્હારી પતિવ્રતા વિશુદ્ધચરિતા હતી, એની શી ખાત્રી ?"

"મ્હારૂં દીલ કહે છે આ કામળ કહે છે. કસ્તુરીની અને કાંદાની ભિન્નભિન્ન વાસ હજાર પ્રયત્ને પણ ઢાકી નથી રહેતી."

"અને હુ ત્હને એ અપવિત્ર હતી, એમ પૂરવાર કરી આપુ તો !"

"હુ માનતોજ નથી"

"વારૂ ! તુ એના અક્ષર તો પારખી શકે છે ને ?"

"ઘણીજ સારી રીતે"

"તો જો મેળવી જો આ મ્હારા ઉપર આવેલી પ્રેમ-પત્રિકામા કોના અક્ષર છે ?"

"મ્હને તમારૂ કશુ નથી જોવુ. ખોટા તરકટો સ્ચી મ્હને ભમાવો નહી માફ કરો."

"જો તો ખરો ! આધળા પતગીયાની માફક એકલો દુનિયામાં બધે દીવોજ શુ જોઇ રહ્યો છે ? નીચે અધારૂં પણ હોય છે."

કારાગૃહના બારણાને લોખડના સળીયાની જાળી હતી. તેમાંથી ચંદ્ર જોઇ શકે એમ ન્યાયાધિશે એક બનાવટી પત્ર ધર્યો.

ચદ્રે એ જોયો ન જોયો, ત્યાંતો ન્યાયાધિશે ગજવામા મૂકી દીધો. "કેમ મ્હારૂં કહેવુ ખોટુ છે ?"

"પણ પૂરો વાચવા તો દયો આટલે દૂરથી આવા ઝાખા અજવાળામા હું અક્ષર નથી ઉકેલી શકતો, નથી વાચી શકયો."

"હવે મ્હને વખત નથી. હુ જાઉં છુ. આપણે કાલે પાછા મળીશું."

"તમે જરા પાસે આવો. મ્હારે આપને એક વાત કહેવી છે."

ન્યાયાધીશને એના નસીબે ભૂલાવ્યો તે દરવાજાની છેક પાસે આવ્યો. "કહે શુ કહેવુ છે ?"

"અહીં કોઇ બીજુ માણુસ છે કે ?"

"ના ..કોઇ નથી '

"તો બહુ સારું ! જરાક હજુ પાસે આવો"

ન્યાયાધિશ દ્વારની છેક અડોઅડ આવ્યો. પ્હોળા સળીઆમાંથી એકાએક બેડીવાળા બે પ્રચડ હાથો ચડ્રે બ્હાર કાઢયાં "જુઓ આ ! કહેવાનું હતુ " કહી તેનુ ગળુ બૂમ ન મરાય એમ બળપૂર્વક પકડી દાબી દીધુ.

"બોલ સાચુ બોલ. નહી તો ગળું દાબી દેતાજ વાર છે, મ્હારી સુધા અપવિત્ર હતી ?"

"ના .ના...ના ન્હોતી "

"તો જુઠુ કેમ બોલ્યો ?"

લમણામાં એક જોરથી મુકકી મારી ગળુ દબાવી ન્યાયાધિશને બેહોશ કરી ચડ્રે મૂકી દીધો. એટલામા જેલર ત્યા આવી પ્હોચ્યો. ન્યાયાધીશને દરવાજા પાસે બેશુદ્ધ પડેલા જોઇ તે વ્હેમાયો. તેના લમણામાથી લોહી વ્હેતુ હતુ તાબડતોબ પ્રયત્ન કરતા ઘણી વારે તે કઇક જાગૃતિમા આવ્યો તેના મુખમાથી એટલાજ શબ્દો બ્હાર પડયા. "મારી નાખો . કેદીને ઠાર કરો."

જેલરે દરવાજાનુ તાળુ ખોલ્યુ. કેદી ચંદ્રને બ્હાર પકડી લાવવા તે ભરેલી પિસ્તોલ સાથે અંદર દાખલ થયો. પણ અંદરનો દેખાવ

જોતા તેને કમકમાટી છુટી કૈદી ચ કે પરિણામનો પ્હેલેથી વિચાર કરીનેજ આ કામ કરી નાખ્યુ હતું લોખ ડની બેડીઓ માથામા વાર વાર અફાળી તેણે લોહીના ખાડા ભર્યા હતા ઠેકઠેકાણે તેના કપાળમાં ઉંડા ઘા પડેલા હતા તે મરી ન્હોતો ગયો. પરન્તુ મરવાની ઘડીઓ ગણી રહેલો હતો

તેના હાથ પગમાથી બેડીઓ કાઢી નાખવામા આવી એવીજ હાલતમા તેને કારાગૃહની બ્હાર લાવવામા આવ્યો નીચે પડેલા જખ્મી અને બેશુદ્ધ ન્યાયાધિશના કાળા મોઢા તરફ છેલ્લી નજર નાખી, છેલ્લી આખો ઉઘાડી, તેણે પોતાના પ્રાણ છોડયા મરતા મરતા તે "પોતાનુ અર્ધાંગ પવિત્ર રહ્યુ છે," એ મધુરા બોલ સાભળતો ગયો.



## પુષ્પ:-૧૫ મું.

### "ભયકર સજા."



→(०)←

યશધરને ત્યા લીલાવતીનુ મૃત્યુ જોયા પછી મરણીયો અને વૈરમા ગાડો બનેલો બસીધર ન્યાયાધિશને મકાને આવ્યો અત્યારે ન્યાયાધિકારી જેલમાં છે એમ ખબર મળતા પ્રાણુની પરવા છોડી એ આગલ મધ્યરાત્રિને વખતે જેલને દરવાજે જઇ ઉભો. દરવાજાના પહેરેગીરની નજર તેના ઉપર ન પડે એમ જેલની ઉંચી દિવાલ કૂદી તે પાછલે રસ્તેથી અદર દાખલ થયો.

જે વખતે જેલર ચંદ્રનું શબ બ્હાર કાઢી ન્યાયાધિશને બચાવવા મદદ મેળવવા જવા તૈયાર થતો હતો, બરાબર એજ વખતે બસીધર ત્યાં આવી ઉભો.

મધ્યરાત્રિ હોવાથી પ્રત્યેક કૈદીઓ તથા અમલદારો પ્રથમની ગુલાબી ઉંઘમા ઘેરાયલા હતા એવે વખતે અચાનક એક અજાણ્યા માણસને આવી ઉભેલો જોતાજ જેલર ચમકયો

"તમે કોણ છો ?"

"હુ ન્યાયાધિશ સાહેબને મળવા માગુ છુ "

"પરન્તુ છો કોણ ? એ જવાબ આપો "

"ભાઇ ! તમે જલ્દી કરો જે વખત જાય છે, તેમા તમારા ન્યાયાધિશ સાહેબનુજ નુકશાન થતુ જાય છે મ્હને તમે નામે નહી ઓળખો, પણ તેઓ મ્હને જોતાજ ઓળખી જશે"

"પરન્તુ તેઓ તો ઘાયલ થઇ આ પડયા. "

"ન્યાયાધીશને ઘાયલ અવસ્થામા પડેલો જોતાજ બસીધર પ્રથમ તો આશ્ચર્ય પામ્યો, પણ તુર્તજ તેણે નાટક ભજવવો શરૂ કર્યો "હાય ! ત્યારે શુ મ્હારા કાકા એમના મ્હોટા ભાઇના માઠા સમાચાર સાભળવા પણ ન રહ્યા ?"

"તમે કોણ છો ?"

'હુ એમનો ભત્રિજો થાઉં છુ એમને આટલી મોડી રાત્રે એમના વડીલબંધુના દેવલોક થયાના સમાચાર સંભળાવવા શોધતો શોધતો ઉઘાડે માથે, અને આવે વેશે દોડતો અહીં સુધી આવ્યો, ત્યા તો એજ ."

"ભાઇ! તમે રડો નહી એઓ હજી જીવે છે. જો ચાપતા ઉપાયો નહી લેવામાં આવશે, તો તમારા કાકા ."

"હા ! હા ! પણ ક્યા કર્મચંડાળે એમની આ દશા કરી ?"

"આ પાસે પડેલા કૈદીએ"

ચંદ્રની ધવલ ચાંદનીના પ્રકાશમાં બસીધરે ચંદ્રવદનનું મોઢું જોયું. એને ઓળખ્યો. એના દીલમાં જરા ટાઢક વળી "જે થયું છે, તે ઠીકજ થયું છે"

"અરે પણ એ તો મરેલો છે"

"હા તમારા કાકાને જખ્મી કરી, એ પોતાને હાથે આપઘાત કરી મૂવો છે"

"એમ તો જાવ ! તમે જલ્દી કરો બીજા કોઇને કાને આ વાત ન જાય. ગૂપચૂપ એક ઘોડાગાડી કરી લાવો જાવ. ઉતાવળા થાવ તમે આવો, ત્યાં સુધી એમની પાસે હુ બેઠો છુ આ વાત છૂપી રાખવાની છે."

જેલર બાપડો ! બસીધરના કૃત્રિમ કલ્પાતમાં અજાણ કોઇને કશી પણ ખબર આપ્યા વિના, ન્યાયાધીશને બસીધરના હાથમાં સોંપી મધ્યરાત્રે ગાડી લઇ આવવા દોડયો

તેના ગયા પછી બસીધરે પ્રથમ તો જમાઇના મોઢા તરફ જોયું. એનામાં જીવ ન્હોતો. તે પછી તેણે છૂપાવેલી કારી કટાર બ્હાર ખેંચી કાઢી ચંદ્રદેવનો તથા કારાગૃહમાં બળતા ઝાંખા દીવાનો મંદ પ્રકાશ એના ચકચકતા પાના ઉપર પડી રહ્યો હતો. બેશુદ્ધ ન્યાયાધીશને બંસીધરે ખૂબ ઢંઢોળ્યો, એટલે તે કંઇક ભાનમાં આવ્યો.

"મારી નાખો ! જેલર !"

"હું જેલર નથી. જરા બરાબર આંખ ઉઘાડીને જુઓ, હું કોણ છું?"

મરતા ન્યાયાધિશના ડોળા ફાટયા. "કોણ ! તું ..બંસી...ધર ?"

"હા ! ઓળખાણ પડે છે ?"

"તું...અત્યારે ? અહીં ?...ક્યાંથી ?"

"તમને ખાસ મળવા આવ્યો છું"

"તું . તું ..શું ચ્હાય છે ?"

"વેર" બંસીધરે પોતાની ચળકતી કટારી તેની આંખ આગળ ધરી બતાવી.

"શું શું...તું મ્હારૂં ખૂન કરવા આવ્યો છે ?"

"જરૂર ! કરો તે ભરો !"

વખત બહુ ઓછો હતો. પ્રત્યેક પળે મામલો પલટાઇ જવાનો ભય હતો. એક પળનો પણ વિચાર કીધા વિના બંસીધરે એ તીવ્ર કટાર પાપાત્માની છાતીમા ખોસી દીધી

"ઓહ ! હવે શું તું ..બચી શકશે ?" મરતા મરતા તરફડતી જીભે, અને ઉંચે ચઢતે ડોળે ન્યાયાધિશ બોલ્યો.

એટલામા ગાડી બહાર ઉભી રૈખાવી, સાથે બે ચાર સીપાઇઓ મદદ માટે લઇ જેલર ત્યાં આવી પ્હોંચ્યો. એને આવતો જોતાંજ બંસીધરે છરી ઉગામી. મ્હારૂ છેલ્લું કામ, હવે ખતમ થયુ છે. હવે મ્હારે પણ આ દુનિયામાં નથી રૈવુ."

"પકડો" બોલી જેલર ખૂની બસીધરને પકડવા પોલિસો સાથે ધસ્યો, પરન્તુ તે પ્હેલા તો બસીધરની કટાર તેનુ કામ કરી ચૂકી હતી પોતાના કાળજામા કટાર ભોકી એ પણ ત્યાજ પટકાઇ પડ્યો. પાંચજ મીનીટમા એનો પ્રાણ પરલોકમા રવાના થયો.

પરન્તુ ન્યાયાધિશનો જીવ બહુ બહુ તરફડીને માર્યા છતા હજુ છૂટો ન્હોતો થતો. "ઓહ્ ! હા ! મ્હને માફ કર ! ઓ લીલા ! . બસી ! સુધા તમે " તેની વાચા આગળ વધતી અટકી ગઇ કરેલાં પાપની ભયંકર સજા તેને મળી ચૂકી હતી સતીના શ્રાપાનુસાર તે કુતરાને મ્હોતે, અપવિત્ર ભુમિમા, એક કેદીની જગ્યાએ તરફડી, તરફડીને મર્યો છેવટના અગ્નિસસ્કાર પણ કેદીઓને હાથે પામ્યો.

* * * *

પ્રિય પાઠક !

સમાજના રાક્ષસી રૂઢી-બધનોને લઇને બસીધર જેવા કેટલાયે સુશિલ પુરૂષોના સસાર આમ છિન્નભિન્ન થઇ જતા હશે ! તેનો આછો ખ્યાલ આ એકજ ઉદાહરણ ઉપરથી ત્હને આવી જશે

આ તમામ લખ્યુ, તે "સમાજ ત્હારે ખાતર!" ત્હારા સતાનોના આવા હૃદયભેદક મૃત્યુ જોયાં પછી પણ ! ઓ નિષ્ઠૂર હિન્દુ-સમાજ ! ત્હારા દીલમા કઇ પણ અનુકપા કે લાગણી થઈ આવે તો છેવટ બે આસુ પાડ !

\+ \+ \+ \+






(૧) લીનાવતીને અગ્નિ સરકાર દયાધરને હાથે થયો બંસીધરનો વારસો એ ગરીબ પરન્તુ પરગજુ અને પ્રમાણીક યુવકને મળતા, એની વફાદારીનો એને યોગ્ય બદલો મળી ગયો.

(૨) વિમળાનો ભવ બાળનાર બાયલો રમણલાલ પ્રથમ પત્ની ન ગમતા, પોતાની ન્યાતના ધારા મુજબ એક ઉપર બીજી પત્ની લાવ્યો પરિણામમાં રોષે ભરાયલી પ્રથમ પત્નીએ (શોકયે) તેને ભોજનમા ઝેર આપી એના જીવનનો અંત આણ્યો, પોતાનુ વૈર લીધુ

(૩) બંસીધર, ન્યાયાધિશ, તથા ચંદ્રવદન ત્રણેય એકજ ચિતામાં એકજ જગ્યાએ સાધારણ કેદી, અને સિપાઇઓને હાથે અગ્નિ–સરકાર પામ્યા



# ણા-વેલી યાને લલાટના લેખ. ભાગ ૧-૨.



રાજકન્યકા અતે વેશ્યા, થઈ હતભાગી અરે,
શાયળ લુટાવે પતિવ્રત વેચે, પાપે પેટ નીજ ભરે  લલાટે લખ્યુ હોય તે બને

પ્રયોજક—"પુષ્પ"

૫૦ સુ ર ચાર ચિત્રો સાથે ફક્ત રૂા. ૧-૪-૦. પોસ્ટેજ જુદુ

